બનામે યઝદાન

# દુન્યાઇ ચક્કર

યાને

# પડતી ચઢતી.

(એક 'કલપીત' રસીલી વાર્તા.)

રચનાર

**"PERSIAN ROSE."**

તે

સોહરાબ શેહેરીયાર ખો૦ ઇરાની.

મુંબઇ.

ઇંગ્લીશ એન્ડ ગુજરાતી જોબ પ્રીંટીંગ પ્રેસ.

યજદેજરદી ૧૨૭૪—ઈસવી સને ૧૯૦૪.

કીંમત ફક્ત ૬ આના.

પોસ્ટેજ ૧ આનો વધુ.

# દીબાચો.

મારા પ્રીય વાંચક હું અરજ કરૂં છું કે મારી આ વાર્તા રચવાની પહેલ વહેલીજ કોશીશ છે, માટે તેમાં કાંઈપણ ખામી યા ભાષાનું ખુન થયું હોય તેને માટે હું દરગુજર ચાહું છું એ ખામી વગરની હોય એમ કહેવાને હું આંચકી ખાઉં છું. કારણ કે "મોટા મોટા અને ભલા ભલા લખનારાઓ" ભૂલ કરે તો હું એક વિદ્યાર્થી કેમ ભુલ કરી ન શકું? "માણુસ ભૂલને પાત્ર છે." એક વખત માણસ ઠોકરખાએ નહીં તો તેની આંખ ઉઘડે નહીં. આવી ભૂલો આશીરવાદ સમાન છે. ભૂલવીનાનું માણુસજ કેવુ?

આ વાર્તા તદનજ **'કલપીત'** છે અને મેં મારી કલ્પનાઓથી ઉપજાવી કાઢી છે, અને તેમાં કોઈ પણ માણુસની મદદ લીધી નથી, એ મારા ફુરસુદનાં વખતને આભારી છે.

આ વાર્તામાં —જેમ બીજા **'લખનારાઓ'** સ્ત્રીને વાસ્તે તેણી શબ્દ વાપરે છે ને ઘણાં ખરાં બધાઓજ તેમ કરે છે—મેં **'તેણી'** શબ્દ વાપર્યો નથી. **'તે'** શબ્દજ વાપર્યોછ. આ 'તેણી' ને વાસ્તે મારા સાંભળવામાં આવ્યું છે કે **'તેણી'** શબ્દ ના વાપરો તે પારસી –ગુજરાતી છે, બસ 'તે' શબ્દજ વાપરો, તેજ કારણથી મેં 'તેણી' ને બદલે 'તે' વાપર્યો છે. પણ કાળજી લેતા છતાં **'એ'** ઠેકાણે 'તેણી' વપરાયો છે તે માત્ર **ભૂલ** થઇ છે માટે દરગુજર ચાહું છું. તેણીને બદલે એ **'એ'** ઠેકાણે તે વાંચવું આ **તેણી** અને **તે** ના ફરકને વાસ્તે કોઈ લખનાર મને સમજાવશે કે **તેણી** વાપરવું કે **તે** વાપરવું તો હું તે સાહેબનો મોટો ઉપકારી થઇશ, "લખનારે" મેહેરબાની કરી બરોબર સુચવવું.

હું "દુન્યાઈ ચક્કર" વીષે એટલું જણાવવા માંગુછ કે કેટલાંક માણસો એમ સમજે છે કે મોટી દોલત, મોટું માન, અને મોટો દરજ્જો હમેશાં કાયમ રહેછે, પણ નહીં તે વિચારવું બીલકૂલ ગલત છે. મોટી દોલત એક ક્ષણમાં આ દુન્યાના ફેરવાથી ધુળ મળી જાયછે, મોટું માન એક પળમાં નાબુદ થાએછે અને મોટો દરજ્જો કાંઈ હંમેશા કાયમ રહેતો નથી, તે એક ક્ષણમાં નાબુદ થાએછે.

# દીબાચો.

આ વાર્તાના નાયક 'રૂશતીમ' પર તેનું નસીબ રૂઠેછે તે બીચારાને મોટા દરજ્જો, મોટું માન અને મોટી દોલત હોવા છતાં પોતાના નશીબના ચક્રરને તાબે થઈ કેવી રીતે પોતાની અતી વ્હાલી મોહરદાર અને એ નાજુક બાળકોને લઈ કેવું રખડવું પડેછે, અને નાયક 'ગુરગીન' અને ભાઈ 'અરદેશીર' ને પણ કેવી આફતો અને કેવા માન મરતબાઓ મળેછે, કેવો ગુરગીન હાડમાડ થાએછે તે પૈસાથી કેટલો મગરૂર બની ભાઈને ધીક્કારી જતો રહેછે, અને તેને તેથી શું શું ખમવું પડેછે, અને અરદેશીર ગરીબ હોવા છતાં કેવો યકાયક શાહ બનેછે તેનો અછછો ખ્યાલ આ નાનકડી ચોપડીમાં સમાવવામાં આવ્યો છે. ખંત, ધીરજ અને બીલકૂલ મગરૂરી નહીં કરનારાનું શું થાયછે તે વાંચવાથી માલમ પડેછે.

ગુરગીન મગરૂરી કરી, પૈસાપર—મગરૂર થઈ પછવાડેથી કેવો પસતાય છે તે ઉપરથી જોવાનું અને સમજવાનું છે.

અને પ્રીય વાંચક હવે હું એટલું માંગી લંઉછું કે તારે આખી ચોપડી વાંચયા વગર અભીપ્રાય આપવો નહીં, ને પાછું માંગીલઉંછું કે ભુલ દરગુજર કરવી.

મુખ્ય ભૂલ
તેણી; વાંચક વ્હાલા વાંચક! હશે.
સુધારો
તે ________________ હોસે.

નૉવેમબર ૧૯૦૪.

"PERSIAN ROSE."

---

મેહરબાની કરી પાછલા પુઠાના માહેલા ભાગ ઉપર જ્યાં "છપાવાની છે" એ શબ્દોવાલી જાહેર ખબર છે ત્યાં ધ્યાન પુગાડશો.



બનામે—યઝદાન.

# દુન્યાઇ ચક્કર

યાને

# પડતી ચઢતી.

(એક 'કલપીત' રસીલી વાર્ત્તા.)

કર્તા
"PERSIAN ROSE."
તે
સોહરાબ શેહેરીયાર ખો૦ તાફતી.

## પ્રકરણ—૧ લું.

તે એક સુંદર સહવાર હતી—તે એટલી તો સુંદર હતી કે સુંદર રંગબેરંગી પંખીઓ, બુલબુલો, મેના, કાબેર, પોપટ અને ચલ્યાંઓ સહવારની ખુશનુમાં પવનની લહેકીથી ખુશ થઈ મજાહ ભોગવતાં તે કીરતારની પાક બંદગીમાં મશગૂળ હતાં. આકાશ ખુલ્લું હતું. આફતાબ તે જગ્યાને વધારે ખુશનુમાં ને તેજદાર બનાવવા પોતાનું ઝમકદાર ખુબ [illegible]ર સર, ઝમકથી બહાર ખેંચતો હતો. તે સુંદર પંખીઓ પોતાના હલકદાર અને મધુર આવાજોથી બંદગી કરતાં આસપાસની હવાને જાણે ભરી નાંખતાં હતાં. બાગમાંનાં સુંદર ઝાડો પોતાનાં સ્વાદીષ્ટ ફળોથી જાણે લચી પડતાં હતાં અને ફુલોથી ચીકાર થયલાં ઝાડો અને વેલાઓ પાસેના બંગલા અને ઝુંપડાંપર જાણે તેને રળીયામણા બનાવા પડયાં હતાં, અને તરેહતરેહનાં સુશોભીત, ખુશબોદાર, સુગંધી રળીયામણાં ફુલોથી ઢંકાઈ ગયલા બંગલાના આંખને તાજગી આપનારા બાગો ઉપર પડેલાં મોટાં ઝાકળના ટીપાંઓ ચલકતાં સુંદર મોટાં મોતીની મુઆફેક ચકચકીત દીસતા લટકતાં હતાં.

આવી એક ખુશનુમાં સહવારે દીલ્હી શહેરમાં આવેલા એક વીશાળ બાગવાલા મોટાં મકાનના બાગમાં એક બાંક ઉપર કોઈ એક ગબરૂ જવાન વિચારનાં વમળમાં સપડાઈ હાથમાં એક નાજુક ગુલાબનું ફૂલ લઈ તેને જાણે ચોરીમોરી નાંખતો હતો. પણ તરત તે વિચારમાંથી બીદાર થઈ પોતાના હાથમાના ગુલાબને મરડી નાંખતો બંધ પડી તેને તેણે પોતાની બાજુમાં મુક્યો. પાછો વિચારમાં લીન થઈ પડયો. તેની પાસે બાગમાં ફુંવારો ઉડતો હતો જે પવનના સપાટાથી તેમાંનું પાણી તે જવાન પર પડતું, તેનું પણ તેને ભાણ ન હતું. આપણે આ જવાનને અહીંઆં તેના વીચારમાં મશગુળ થયલો છોડી જરા તેની હાલત અને તેની ઓળખ લેવામાં પડીએ.

તે જવાન આશરે પચીસ વરસનો છે. તેનું નાંમ અરદેશીર છે અરદેશીર એક ઇરાનના શાહના વડા વઝીરનો પુત્ર થાય છે. પણ જમાનાના ચક્કરથી તેના બાપની પદવી ગઈ અને તે ગરીબ હાલતમાં આવી પડયો. અહીંઆ આપણે અરદેશીરના બાપની પદવી જવાનું કારણ શું છે તે જરા તપાસીએ. રૂશતીમ (અરદેશીરનો બાપ) એક ગરીબ હાલતમાં આવી પડેલા બાગબાનનો પુત્ર થાય છે. રૂશતીમ જ્યારે વીસ વર્ષની ભરજવાનીમાં હતો ત્યારે કોઈ કામને સારૂ એક દીવસે ઇરાનનાં જંગલમાંથી પસાર થઈ બીજા ગામમાં જવાની ખાહેશ રાખતો હતો. તેજ દીવસે ઇરાનના નામવર શાહે શીકારગાહમાં જવાની પોતાના રસાલાની ખાહેશ દેખાડી. તે રોજ "જમશેદી નવરૂઝ"નો હતો. શાહ પોતાના રસાલાને સાથે જંગલો પસાર કરતો ઘણાક શીકારો કરતો આગળ ધસ્યો જતો હતો. એમ એક જંગળથી બીજું જંગળ કૂદાવતો શાહ પોતાના રસાલાથી છુટો પડી ઘણાક માઈલ દૂર ગયો હતો. એવાંમાં એક ઝાડીમાંથી હરણ નીકળી આવયું. શાહે તે હરણને દીઠું. તેણે એક તીર છોડયો તે હરણને ઇજા કર્યા વગર ઘણે દુર જઈ પડયો. શાહે હરણની પુઠ મુકી નહીં. એક ગીચ ઝાડી આગળ આવી લાગતા શાહનો ઘોડો એકાએક દોડતો અટકયો. એવાંમાં સામેથી એક જબરદસ્ત મોટો સીંહ ઘુરકતે સામે ધસી આવ્યો. શાહે પોતાનું કામઠું હાથમા લઈ એક તીર છોડયો સીંહે ઉછાળો માર્યો ને તે તીર તેને ઇજા કર્યા વગર સડસડાત પસાર થઇ ગયો. બીજો તીર, અને તેની નેમ ચુકી, તે પણ તે જંગળનાં શાહનશાહને નુકસાન કીધા વગર પસાર થઇ ગયો. ત્રીજી વખત જેવો શાહ તીર મારવા જાયછ કે તેના હાથમાંનું કામઠું છટકયું અને ભોંયપર પડયું. તરતજ સીંહે કુદકો મારી ઘોડાની ગરદન પકડી, જેથી શાહ ભોંય ઉપર

પછડાયો. તે જાનવરે ઘોડાને છોડી શાહ ઉપર ઉછાળો માર્યો. એક પળ ને શાહની જીંદગી જોખમમાં આવી પડી હતે પણ બીજીજ પળે ઝાડીમાંથી કોઈ બહાદુર જવાન હાથમાં એક તેજી શમશીર સાથે નીકળી આવ્યો. તેણે તરત એક ઝરબ મારી તે જંગળના રાજાના સરના બેટુકડા કરી નાંખ્યા, સીંહ એક બરાડ મારી જમીનદોસ્ત થઈ મુરડું થઈ પડયો. શાહે તરત ઉઠી પોતાના જાન બચાવનારનો હાથ પકડી ચુમ્યો. "એ જવાન તું કીયા બહાદુર માબાપનો પુત્ર થાય?" શાહે ઓજરખાહીથી પુછયું "તારૂં મુબારક નામ શું?"

"શાહ, હું એક મુફલીસ બાગબાનનો બેટો થાઉંછું, મારૂં નામ "રૂશતીમ છે." તે જવાને ઉત્તર આપ્યો, "આ તરફ જંગળમાં હું એક ફળની શોધમાં જતો હતો તેટલાં એક મોટી ગર્જના થતી મેં સાંભળી. તે આવાજની દીશાએ હું આવ્યો, ને તમો નામવર બુલંદીવાલા શાહને એક અતી વીકાળ સીંહના પંજા તળે દીઠો, ને તરત મારી પાસે ભયને વખતે કામ લાગે તે શમશીર બહાર ખેંચી કહાડી ને ઝરબ તે સીંહના સર ઉપર માર્યો જે પછીનો અહેવાલ તમો નામવરને પુરતો રોશન છે."

આ પછી ખુશી થઇને શાહ તેને સાથે મેહેલમાં તેડી ગયો. ત્યાં તેનાં માબાપને બોલાવી એક અલાહેદા બંગળામાં તેઓને રાખ્યાં ને "રૂશતીમ" ને પોતાની દરબારમાં વઝીરનો મોટો ઓધ્ધો આપ્યો. થોડા મહીના પછી શાહે પોતાની અતી ખુબસુરત બેટી સાથે રૂશતમની શાદી કરી આપી. રૂશતમ પોતાના શાહને દરેક રીતે ખુશ કરતો હતો. બે વર્ષ વીંતી ગયાં. એ અરસામાં શાહજાદીએ (રૂશતમની ધણીઆણીએ) એક ખુબસુરત બેટાનો જન્મ આપ્યો, જેનું નામ શાહે "ગુરગીન" રાખ્યું આ ગુરગીન ત્રણ વર્ષનો થયો, ત્યારે શાહજાદીએ એક બીજા બેટાની નવાજેશ રૂશતમને કરી જેનું નામ "અરદેશીર" રાખવામાં આવ્યું. વઝીર પોતાનાં ફરજંદોથી અતી ખુશ બન્યો. રફતે રફતે ગુરગીન અને અરદેશીર પોતાના પીદરની ખાહેશથી લડાયક કેળવણી લેવા લાગ્યા; બેઉ જવાનો અછી દરેક જાતની કેળવણી શીખ્યા જતા હતા. આ પછી નવ વર્ષ વીતી ગયાં. હવે વઝીરની દરેક દરબારીઓ અદેખાઈ કરવા લાગા કારણ કે તેની મોટાઈ તેઓનાથી દેખાઈ શકાઈ નહીં અને દરેક વાતમાં તેને વિષે શાહના કાન ભંભેર્યા. એક દીવસે શાહ દરબાર ભરી બેઠો હતો ત્યારે તેને રૂશતીમને ત્યાં દીઠા નહીં, જેથી શાહે એક સીપાઈને તેણે ઘરે બોલાવા મોકલ્યો. સીપાઈ—જવાબ

લાગ્યો કે, શાહજાદી ઘરમાં હતાં તેવણને પુછ્યું તો તેવણે જણાવ્યું કે, નામવર વઝીર કાંઈ કામસર બહાર ગયલા હતા. શાહના કાન ભંભેરાયલા હોવાથી અને રૂશતીમની કોઈ કોઈ વખતની ગેરહાજરીથી એકદમ ચીરડાઈ એક ઢંઢેરો શહેરમાં ફેરવવા કહ્યો, કે નામવર શાહે આજથી પોતાના વઝીર રૂશતીમને વઝીરના ઓધ્ધા ઉપરથી બરતરફ કીધોછ, ને શાહે પોતાની દીકરી અને તેનાં છોકરાંઓને તથા રૂશતીમને આજથી આ શેહેર છોડી જવાનું એક જાહેરનામું બહાર પાડયુંછ, માટે કાલ સહવાર પછીં રૂશતીમે તેનાં ઝનફરઝંદને લઈ આ શહેરની રાજ્યધાનીમાંથી અને અહીંથી બહાર નીકલી જવું. રૂશતીમ પોતાનાં કામપરથી પાછો ફર્યો ત્યારે પોતાનાં મકાનને જમીનદોસ્ત થયલું દીઠું ને પોતાનાં બઈરી છોકરાંને બહાર બાગમાં રડતા કુદતાં દીઠાં. રૂશતીમે તેઓને પુછવાથી માલૂમ પડયું કે, શાહે તેનીપર ગુસ્સે થઈ એકદમ શહેર છોડી જવાનો હુકમ કીધો હતો. આથી રૂશતીમ દરબારમાં જ્યાં શાહ બેઠેલો હતો ત્યાં ગયો. શાહની પાસે તે માફી માંગવા લાગ્યો, પણ ગુસ્સામાં આવી ગયલા શાહે તેને તરતજ દરબાર છોડી જવા કહ્યું; રૂશતીમ તરતજ શાહના હૂકમ મુજબ ઘરે જઈ થોડોક બચેલો સામાન લઈ પોતાનાં પ્યારાં ઝનફરઝંદોને લઇ એકદમ તે શહેર છોડી ગયો.

હવે આપણને અહીંઆં જાણવું જોઇએ કે, રૂશતીમનાં માબાપ ત્રણાં વરસની વાતપર આ ફાની જેહાનથી કુચ કરી ગયાં હતા.

તેઓએ એક દુરનાં શહેરમાં જઈને ઉતારો લીધો આ પછી બીચારો રૂશતીમ એક ખેતી વેચાતી લઈ તેમાંથી પોતાનું અને પોતાનાં બચ્ચાનું ગુજરાન કરવા લાગ્યો. આપણા ગુરગીન અને અરદેશરે પોતાના માબાપની આવી સ્થિતી જોઇ તેઓ કાંઈ વેપાર કરવાને વાસ્તે પોતાનાં માંબાપને તે શેહેરમાં પાયતખ્તથી દુર રાખી સ્ટીમર ઉપર બેસી હિંદુસ્તાનમાં આવ્યા. ને તેઓ દીલ્હી શહેરમાં આવેલા એક મકાનમાં કોઇ ગ્રહસ્થને ત્યાં નોકરીએ રહ્યા.

આ ગ્રહસ્થને ત્યાં તેઓને મહીને દહાડે ફક્ત ત્રીસ રૂપિયાની બોલીથી રાખવામાં આવ્યા. ત્યાં શેઠની નોકરીમાં રહેતાં પાંચ વર્ષ વીતી ગયાં, એક દીવસે તેઓના શેઠે ગુરગીનને પોતાની પૈસાની થેલી સોંપી કાંઇ કામપર ગયો, તેવામાં અચાનક ગુરગીનના હાથમાંની સોનાથી ભરેલી કોઠળી કોઈ એક મોટું પક્ષી આવી તે ઝુંટવીને હવામાં ઉડી ગયું. ગુરગીન આ જોતો થંભ થઈ ઉભો. જ્યારે તેનો શેઠ પાછો ફર્યો ત્યારે તેણે પોતાના આપેલા પૈસા માંગ્યા. ગુરગીને સઘળો હેવાલ કહ્યો પણ તેણે તે કાંઈ માન્યું

નહિં અને ગુરગીનનો પાંચ વરસનો સઘળો પગાર આપવા ના કહ્યું. ગુરગીને ઘણા કાલાવાલા કીધા પણ તે વ્યર્થ ગયા. ગુરગીન દલગીરીથી પોતાના ભાઇ પાસે જઇ કાલાવાલા કરીને કહેવા લાગ્યો કે, એનો કાંઈ ઉપાય શોધ આમ કહી તે ત્યાંથી બહાર નીકળ્યો. બીજી સહવારે સક્કારે ઉઠી અરદેશીર બાગમાં ઉતરી પડી એક બાંકપર બેસી વિચારના વમળમાં વીંટલાઈ ગયો. આપણે પહેલવહેલાં જોઈ આવયા તેમ આજ કારણસર અરદેશીર વીચારમાં પડેલો છે.

---

## પ્રકરણ—૨ જું.

થોડો વખત વીતી ગયો ત્યારે ગુરગીન, ભાઈ પાસે જવાબ પુછવા દીવાનખાનાંમાં દોડયો, પણ સઘળે ઠેકાણે શોધતાં તે તેને મળ્યો નહીં. આથી ગુરગીન ગભરાયો. શું તેનો ભાઈ કેડે ચાલી ગયો હશે? શું તે દલગીર થઈ કેડે ચાલી ગયો હશે? તે કયાં ગયો હશે? તેનું શું થયું હશે? આમ બડબડતો ગુરગીન આમતેમ દોડવા લાગ્યો. તે આમતેમ દોડતાં એકાએક બાગ તરફ દોડયો. ત્યાં તે એક ઝાડ આગળ બાગમાંની વચમાના ફૂંવારા આગલ પોતાના પ્યારા બીરાદરને દીઠો. "અરદેશીર, અરદેશીર સમજેચ કે?" તે બોલ્યો.

પણ અરદેશર સમજેજ કયાંથી. તે એટલો તો વિચારમાં પડયો હતો કે આસપાસનું ભાન તેને હતુંજ નહીં. ત્યારે તો ગુરગીન વધારે ગભરાયો. તરત તે ગુઠન્યે પડી નીચી મુંડીએ અરદેશીરનું મોઢું જોવા લાગ્યો. તેણે તરત તેને હાથમાંથી પકડી હલાવ્યો ત્યારે અરદેશીરની શુદ્ધી ઠેકાણે આવી. "બીરાદર તેં શું ઉપાય શોધ્યોછ?" ગુરગીનેનમ્ર રીતે પુછ્યું.

"મને કાંઇ સુઝ પડતું નથી" તેને જવાબ આપ્યો. "પણ થોભ, હવે મને સમજ પડી."

"શું? શું? બીરાદર, મારે ફાયદાકારક થઈ પડે તેવું તો કરશેજ અવું તો હું ધારૂં જ; અરદેશીર હું તારો એહશાન નહીં ભૂલીશ યાદ રાખજે." તેને સવાલ સાથે મક્કમપણે કહ્યુ "તેં જે વીચાર્યુછે તે ઝટપટ બોલ"

"જો આપણે હવે શેઠને ત્યાંની નોકરીમાંથી નીકલી જઈએ ને કાંઇ ધંધો કર્યે એવો મારો વીચાર છે" અરદેશીરે વીચાર જણાવ્યો 'મારો પગાર શેઠ આપશે તેમાંથી હું તુંને બરોબર અરધો હીસ્સો આપશ. તેમાંથી આપણે કાંઈ નાનો વેપાર કરશું ને જે મળે તેપર ખુદાના શુક્રો ગુજારશું."

તેઓએ શેઠ પાસે જઇને પગાર માંગ્યો. શેઠે અરદેશીરને તેનો પગાર આપ્યો. ને ગુરગીનને કહ્યું કે, મારી થેલીમાં તારો પગાર થાયછે તેના કરતાં પણ વધારે

સુના નાણું હતું પણ મેં તારો પગારજ (અધો) કાપી લઇ જવા દીધોછ. જા તું જો સાચ્ચુ કહેતો હશે કે તારા હાથમાંથી પક્ષી લઈ ગયુંછ તો ખુદાના હુકમથી સુખી થશે જા ખુદા તારૂ ભલું કરે.

અરદેશીરે પોતાના સઘળા પૈસામાંથી બરોબર અરધો હીસ્સો ગુરગીનને આપ્યો. ગુરગીને અને અરદેશીરે બેઉએ એકેકથી ઘણે દુર દુર વેપાર કરવા માટે દુકાન લીધી. પહેલે વર્ષે અરદેશીરને ખુબ પૈસા મલ્યા પણ ગુરગીન ઉલટો પડતો ચાલ્યો અને તેને મોટી ખોટ આવી. તે પાછો પૈસાની તંગીમાં આવી પડયો ને ભાઇ પાસે થોડાંક પૈસા માંગ્યા. અરદેશીર તેને પાંચ હજાર રૂપ્યા આપ્યો. તે લઈ ગુરગીને પાછો તેજ વેપારમાં હાથ નાંખ્યો. ત્રણ વર્ષ પસાર થયાં. હવે જાણે નસીબ પલટાઈ ગયું હોય તેમ નશીબદેવીએ અરદશીરને યારી આપી નહીં ને ગુરગીનને અરધો લાખ રૂપ્યો મળ્યો. અરદેશીર તદ્દન પૈસાની તંગીમાં આવી પડયો. ગુરગીન હવે પૈસાથી મગરૂર બન્યો. તે અરદેશીર પાસે આવ્યો. તેણે તે કહ્યું હું તો આપણે વતન જાઉછ.

"પ્યારા ભાઇ મને પણ સાથે લઇજ્જિ" તેને કાલાવાલા કીધા "મારી પાસે વતન આવવા જેટલા પૈસા નથી."

"તેમાં મને શું કહેછ પૈસા નથી તો ના આવ" તે મગરૂર તુંદ; જવાન બોલ્યો "હું તો તુને મારે પૈસે નથી લઇ જવાનો."

"જો બીરાદર, આટલી મેહેરબાની મુજ કમતરીન ઉપર કર" તે કરગરીને બોલ્યો "તારા બોલો તુને યાદ છે? **"તારો હેશાન નહી ભુલશ, યાદ રાખજે."**

"હેશાન બેશાન હું કાંઇ જાણુતો નથી" તે મગરૂરે કહ્યું "તે વાત તો વીતી ગઈ."

"બીરાદર, બીરાદર જરાક તો દયા કર." વધુ કરગરી અરદેશીર બોલ્યો "શું મેં તુંને નહીં મદદ કીધેલી? શું મેં તુને ગરીબાઈમાં પૈસા વગર અવાયાં મારતો અટકાવ્યો નહીં? જો ભાઇ જરા દયા, રહેમ, વહાલ."

"નહીં, નહીં હું કદીબીતુને મારા પૈસા ખરચી વતન લઇ જવાનો નથી" તે બેદયા, બેરહેમ, બેવફા ભાઇ બોલ્યો "તું તારે પૈસે આવજે, હમણા નહીં તો બે ત્રણ વર્ષ રહીને આવજે, પણ હું તો કાલે સ્ટીમરપર બેસી આપણાં વ્હાલાં વતન તરફ મારાં પ્યારાં માબાપોને મલવા જાઉછું, સલામ."

"ઓ, ગુરગીન, ગુરગીન અએ બેકદર ગુરગીન તારામાં રહેમનો એક કટરો વટીક હોય એમ મને લાગતું નથી" હવે ચીરડાઈ અરદેશીરે જોસ્સાભેર કહ્યું "તું જરા તો યાદ કર, તું મને સાથે નહીં લઈ જતો તો કાંઇ નહીં, પણ, પણ—ત્યાં તરત જાણે તે બે શુદ્ધીમાંથી શુદ્ધીમાં આવ્યો

તેમ બોલતો અટકયો. તેને જીભને પોતાની કાબુમાં લીધી 'કાંઈ. નહીં, જા સુખી થા એજ મારી દૂવા છે"

"પણ જરા પીતાજી અને માતાજીને મારી ખબર કહી સલામ કહેજે ને કહે કેજે કે, ઇનિશાલ્લા તાલા; તે પાક કીરતારની મદદથી ચંદ સાલમાં તેઓને જઇ મલીશ."

ગુરગીન ત્યાંથી ચાલી ગયો ને બીજે દીવસે ખુદાનું નામ દઈ સ્ટીમરપર સ્વાર થયો.

ઓહ, પૈસા પૈસા તેણેજ ગુરગીનને મગરૂર બનાવ્યો, આહ, તારાથી તે તુંદ બન્યો. તે પૈસાથી જાણે દીવાનો બની ગયો. પૈસા, પૈસા તું કેઈ કીસમની ચીજ છે, તે પાછલથી માલુમ પડશે.

---

## પ્રકરણ—૩ જું.

ગરીબ બીચારો અરદેશીર રડતો પોતાની ગીરદેશી ઉપર અફસોસ કરતો—નહીં પણ તેણે ખુદાપર આશા બાંધી સબૂરી અખત્યાર કીધીછ, સંતોષ પકડયોછ—ત્યાંજ તે રહ્યો. સંતોષ અને સબુરીનું પરીણામ શું અને કેવું આવે છે ને મગરૂરી અને ઉછાછલાપણાનો શું અને કેવો અંજામ આવેછે, તે આપણે આગળ ચાલતાં જોઈશું. તે કીરતારની રહેમ સઘળે છે. તે (અરદેશીર) હજારો વીચાર કરવા લાગ્યો ને સેવટે એક વીચાર તેને પસંદ પડયો. તે તરતજ પાછો જે શેઠને ત્યાં અગાઉ નોકરીએ હતો ત્યાં રહેવા ગયો. તેણે શેઠને કાંઇ ન જણાવ્યું પણ એમ કહ્યું કે "મેં તમો સાહેબની નોકરી પસંદ કીધીછ." માટે પાછો આવ્યોછ. મેહરબાની કરીને મને રાખશો તો તમારો મોટો ઉપકાર થશે.

"બેટા, કાંઈ નહીં હું તુને રાખુંછ તું જેમ અગાઉ કામ કરતો હતો તેમ પાછો કરવા માંડ. હું તુને તારી આગલી જગ્યા પરજ પાછો રાખુંછ, ને તુંને વીસ રૂપ્યાનો પગાર વધુ આપશ. આથી હું તુંને મહીને દહાડે ૫૦ રૂપીઆ આપશ ને તે તુંને મહીને મહીને આપ્યા કરશ. હું અગાઉની માફક તમારા પૈસા જેમ એકઠા કરતો હતો તેમ એકઠા નહીં કરશ. મગર તુને દર મહીને બરોબર આપ્યો જવશ. તનું ગમે તે તું કરજે." આમ તે ગ્રહસ્થે અરદેશીરને સમજાવ્યું.

અરદેશીર એક વખતનો પાછો તેજ ગ્રહસ્થને ત્યાં ચાકરીએ રહ્યો. પણ આ વખતે તે એકલોજ હતો. તે ભાઇ વગર ચાકરીએ રહ્યો, આ વખત ગુરગીન નહીં હતો.

પેલી ગમ ગુરગીન સ્ટીમર ઉપર બેઠો. તે પૈસા મળવાથી ઘણો ખુશી

થતો હતો. તેણે એક મજબૂત પેટી પોતાની સાથે લીધી હતી અને તેમાં પોતાના સઘળા પૈસા મુકયા હતા. તે રોજ તે પેટીને પોતાની આંખની આગલની આગલજ રાખતો. સુતી વખતે પણ તેણે ચેન ન હતી. તે પોતાની પેટીને માથાં નીચે મુકી સુતો. તે બરોબર ઉંઘાતો નહીં. તેનું ધક ધ્યાન બધું પૈસામાં ને પૈસામાંજ ભમતું હતું. તે ઝાઝું કરીને સ્ટીમરપરનાં ઉતારૂઓ સાથે વાતચીતમાં નહીં પડતો. તે કોઈ કોઈ વખત તુટક ઉપર દરીયો નીહાલતો પણ તેના હાથમાં તો તેની વ્હાલી પેટી તો હતીજ હતી. આ પ્રમાણે ગુરગીનનો હાલ હતો. સ્ટીમર થોડાક દીવસો વેર તો ભય વગર સડસડત ચાલી પણ એક દીવસે એક મોટું તોફાન થઈ આવ્યું ને સ્ટીમર એક પળે આણીગમ તો બીજી પળે બીજી ગમ ડોળતી હતી.

સર્વે જણાં પાકપરવરની બંદગીમાં મશગૂળ થયાં. સૌ જીવ બચાવવાની વેતરણમાં પડયાં. કપતાન સ્ટીમર બચાવવાની કોશશ કરતો જયારે ગુરગીન પોતાના પૈસાની પેટી બચાવવાની મહેનતમાં પડયો. દર પળે દરીયો વધારે અને વધારે તોફાની બનતો ચાલ્યો. એકાએક એક જબરદસ્ત મોટો મોજો સ્ટીમરપર ધસી આવ્યો ને યા ખુદા તે ગુરગીનને લઈ તેની અતી વ્હાલી પેટીને લઈ પુર જોશમાં દરીયામાં પડયો. તરત સ્ટીમરપરના સર્વે જણાં તેને બચાવવાની વેતરણ કરવા લાગ્યાં. અને બધા જણાં અજબ થયાં કે, આ શું બન્યું. કોઇને પણ કાંઈબી નુકસાન કીધા વીના તે પાણીનો મોટો મોજો ફકત ગુરગીન નેજ લઈ ગયો. સઘલાંઓની મોટી અજાયબી વચ્ચે, દરીયો શાંત થતો દેખાયો. તેઓએ મછવો ઉતાર્યો કેટલાં જણાં માંહે બેઠા ને તરતજ ગુરગીન તરફ હંકારવાં લાગ્યા. ગુરગીને પોતાની મદદને માટે એક મછવો આવતો જોયો, તે તરત એક ઝટક મારી આગળ ધશવા ગયો પણ તેના હાથમાંની તે પેટી સરીને છૂટી ગઈ. તેને પકડવાની હીંમત કરવા ગયો પણ તે તે પેટીની સાથે અંદર ડુબવા લાગ્યો. તે દરીયાના ભીત્તરમાં ધસડાતો હતો. તે પૈસા વગરનો તો શું, પણ જાન વગરનો પણ થતો હોય તેમ ગબડીયાં ખાતો હતો.

પૈસાથી મગરૂરનો હાલ એવો બન્યો. પ્રીય વાંચક, દુન્યાના પૈસા શું ચીજ છે તે આપણે જોયું. પૈસા કાંઈજ નહીં પણ તે એક ઉડતાં પંખી મીશાળ છે જે પંખી આએ પળે એક ઝાડપર તો બીજી પળે બીજાંજ ઝાડપર. તેમજ પૈસા આજે એક ગમ તો કાલે બીજી ગમ. આજે એક માણુસ પૈસાથી અમીર તો કાલે ફકીર. આજે પડતીમાં તો કાલે ચઢતીમાં શું દુન્યાનું ચક્ર છે? કુદરતની ગતી ન્યારીજ છે.

---

## પ્રકરણ—૪ થું.

પેલી તરફ અરદેશરે તેજ ગ્રહસ્થને ત્યાં નોકરી ત્રણ વર્ષ સુધી ખરાં મનથી કરી. તેને જે ૫૦ રૂપ્યા મળ્યા તેમાંથી ત્રીસ ઈરાન રવાના કરતો ને વીસ રૂપ્યા જે બાકી બચતા'ના તે પોતે એકઠાં કર્યાં જતો. એક દીવસે તેણે મનમાં વિચાર કર્યો કે હવે પાછું નશીબ અજમાંવવું જોઇએ, મારે શેઠની પાસથી રજા માંગવી જોઇશે, મને ત્યાં રહેવાનું પસંદ પડતું નથી. તેણે શેઠ પાસેથી રજા માંગી, શેઠે તેને રજા આપી ને કહ્યું "જા, બેટા; સુખી થા." અરદેસર તેને નમીને બહાર પડયો. તે ખુશી થઇને શું વેપાર કરવો તેનો વીચાર કરતો આગળ ચાલતો હતો. તેના હાથમાં રૂપ્યાઓની ઠેળી હતી. ચાલતાં ચાલતાં તેણે એક મોટી મંજલ પુરી કીધી હતી, આથી ઠાકી ગયો હતો. તે વીસામો લેવા એક ઝાડની છાયા તળે બેઠો, ત્યાં ખુશનુમા પવનની લહેકીથી તે નીંદ્રાદેવીને વશ થયો.

આ જગોએ ચાર લૂટારૂઓ આવી લાગ્યા તેઓએ અરદેશરને જોયો, તેઓએ તરતજ તેને (કાંઇબી ગડબડ વગર) કેદ કીધો ને તેની પાસનું સર્વસવ લૂટી લીધું. ચોરો અરદેશરને કેદી તરીકે પોતાના હસતકમાં લઇ પોતાને દેશ તરફ ચાલ્યા થોડાંક માઈલ તેઓ ગયા નહીં તેટલાં તે શેહેરના જંગળોમાં રહેનારા લૂટારૂઓ તેઓ સામે આવી ઉભા તેઓએ તરત પોતાની તલવાર ખેંચી ને હુમલો કીધો. ત્યાં એક નાની ઝપાઝપી થઈ આ ધોધાંટથી અરદેશર જાગી ઉઠયો. ને પોતાને કોઈ જંગળમાં હાથ પગ બાંધેલો પડેલો દીઠો. તેણે પોતાની ચશમો ફેરવી ને ત્યાં થોડેક દુર કેટલાંક જણને દીઠાં જેઓ શમશીર ઉગામી સામ સામા લડતા હતા. હજુણ તે કાંઈ બોલવા જાય કે બુમ પાડવા જાએ તેટલાં એક જણને તેની તરફ દોડતાં આવતો દીઠો. તેને ઝડપથી અરદેસરના કાનમાં કાંઈ કહ્યું જેથી અરદેશરે 'હા' કહ્યું. ઘણીજ ઉતાવળમાં તેણે અરદેશરના હાથમાંની સાંકળ છોડી ને પોતાની પાસની એક ફાલતુ તરવાર તેને આપી. અરદેશર ઝડપથી જયાં ઝપાઝપી ચાલતી હતી ત્યાં દોડયો. તેણે પોતાની તરફના માણસોમાના એક ભપકાદાર શખ્શને દુશમનની ચુંગાળમાં દીઠો. (તે કપડાંપરથી જાની શકયો.) દુશમને શમશીર ઉંચે કીધી ને જરબ મારવા ગયો તેટલા અરદેશરે સમ્ય સુચકતા વાપરી પોતાની તેજી શમશીરના ઝરએ દુશમનનો હાથ કાપી નાંખ્યો. હાથ કપાયો તેથી તે નાશવાની વેતરણમાં પડયો પણ અરદેશરે તરત તેને કમરમાંથી પકડી પટકયો ને તેના પગો બાંધી લીધા. એવામાં પોતાના માણસો તરફથી તેણે

એક ખુશાળીનો પોકાર મરાતો સાંભળ્યો. તેણે દુશમનના સઘળા માણુસોનો નાશ થએલો દીઠો. પણ તેણે એકને પકડયો હતો ને તે માત્ર જીવતો હતો, પણ તે તેઓના તાબામાં આવ્યો હતો.

અરદેશરની તરફના માણુસોએ કૂચ કરી. રસ્તામાં તે જવાન મરદ (જેણે અરદેસરે બચાવ્યો હતો) તે તેઓનો સરદાર હતો એમ માલુમ પડયું. તેણે અરદેશરપર ઘણી મેહેરબાની દેખાડી ને છુટાપણું આપ્યું. તેઓ પોતાના શહેરમાં પહોંચ્યા ને અરદેશરને બહાદુર જોવાથી પોતાની સાથે રાખ્યો. આ પ્રમાણે અદી ચોરોના સરદારના ઘરમાં રહ્યો. એક દીવસે તે શહેરનો રાજા બીમારીની અસરથી તે કીરતારની દરઘાહમાં આ ફાની અને જૂઠ્ઠી જેહાંનથી કૂચ કરી ગયો. તેને કાંઇ પણ ફરજંદ ન હોવાથી પોતાના ગાદી વારસ તરીકે કોઇને શોધી કાઢવાનો મરણની અગાઉ નીશ્ચય કરી રાખ્યો હતો. તેને પોતાના વઝીરને ફરમાવ્યું હતું કે મારા મરણ બાદ મારા દીવાનખાનામાં જે સુનાના પીંજરામાં મારૂ અતી વહાલુ કબુતર છે તેને બહાર ચોગાનમાં—લોકોને (રૈયતને) બોલાવી ભેગા કરી—છોડી મૂકજો ને જે ખુશ ચેહેરના સર ઉપર એ પક્ષી બેશસે તેને મારો ગાદીવારેસ લેખી રાજ્ય ગાદી આપી, તેને રાજનો કારોબાર શીખવજો મગર તે પુરૂષજ હોવો જોઈએ.

રાજાના મરણની બીજે દીવસે એક ઢંઢેરો ફેરવવામાં આવ્યો જેમાં જાહેર કરવામાં આવ્યું હતું કે આવતી કાલે સહવારે મહેલની સામેના મોટાં ચોગાનમાં સર્વે રૈયતે ભેગા મળવું જે નહીં આવશે તે પશતાશે બીજે દીને સહવારમાં ચોગાનમાં હજારો માણસોની ઠઠ ભેગી મળેળી હતી. ત્યાં આપણો અરદેશર એક ટોળામાં દબાતો ચંપાતો શું બીના બનવાની છે તે નીહાળવાને ઉભો. આખરે તે કબુતરને છોડવામાં આવ્યું તે ઉંચે ઉડવા લાગ્યું. સર્વે જણાને તે પક્ષી છોડવામાં આવ્યું તે આગમજ બીના જાહેર કરવામાં આવી હતી. તે પક્ષી ઉડતું હતું તે દરમ્યાન સર્વે કોઈ દૂવા મે બંદગીના કલામો બોલવા લાગા કે તેઓના સર ઉપર તે પક્ષી બેસે. પક્ષી ઉડતાં ઉડતાં સર્વે કોઈને જો તું ને સર્વેની અજાયેબીમાં યકાયક આવીને આપણા અરદેશરના મુબારક સર પર બેઠું.

એક ખુશાળીનો પોકાર ને અમીર ઉમરાઓ આવીને અરદેશરને મહેલમાં લઇ ગયા. અરદેશરને રેશમી સુંદર પોષાકોથી સંગારયો ને રાજાના તખત પર બેસાડવામાં આવ્યો. આ દીનથી અરદેસર તે શહેરનો શાહ બન્યો.

## પ્રકરણ—૫ મું.

આહ, સબુરી ને સંતોષનો બદલો કેવો મળ્યો ? ક્યાં મગરુરી ને ક્યાં નમનતાઈ હતી તે તો આપણે જાણીયેછ. અરદેશર કાંઈ ગુરગીનના જેવો બેકદર ન હતો. તે કાંઈ બેરહેમ ન હતો: પોતે શાહ બન્યો તેથી કાંઈ તે ફુલાઈ ન ગયો: પણ દીલગીર રહેવા લાગ્યો. કારણ કે થોડાંક મહીનાં થયા તે પોતાના માત પીતાની હાલત કેવી હતી તે વીષે બીન વાકેફ હતો. તે તેઓને વાસતે પૈસા મોકલતો હતો તે પુગતા ન હતા ને તેને પાછા મળતાં. તેણે ઈરાનમાં કાગળ છુપી રીતે લખ્યું (તે શાહ હતો એમ વગર જણાવવે) ત્યારે તેના જવાબમાં ત્યાના પાડ પાડોશીએ લખી મોકલ્યું હતું કે તમારા મા બાપને વીષે હમે કાંઈ જાણતા નથી. એક દીને સહવારે હમો તમારાં ઘર આગળથી પસાર થતા હતા ત્યારે હમોએ તમારા માત પીતાને બીલકૂલ દીઠાં નહીં. તેઓનું ઘર તદન ખાલી હતું. જે ઉપરથી હમે અનુમાન કાઢીયેછ કે તેઓ કોઇ શહેર યા ગામમાં ચાલી ગયાં હશે ને હમને કાંઈ પણ કહી નથી ગયા. તેને પાછું કાગળ લખી પુછાવ્યું કે તેનો બીરાદર ઈરાન આયો તે ક્યાં ગયોછ ? તો તેનો પણ જવાબ આયો કે તમારો ભાઈ અહીંઆ તમારાં ગયા પછી કદી આયોજ નથી. આથી, આજ કારણથી અરદેશર દીલગીર હતો. એક તો તેનાં સઉથી વ્હાલા અને પ્યારા મા બાપનો પત્તો મળતો ન હતો ને ભાઈની બી કાંઇ નસલ માલમ પડતી નહીં. તેને પોતાના નોકરોને ઈરાનમાં જોસતેજો ચલાવવા મોકલ્યા તેઓએ શોધી કહાડયું કે શાહના માત પીતા તો ઈરાનમાં જણાતા હતાજ નહીં ને ગુરગીન તો સ્ટીમરમાં હતો તેમાંથી તોફાનના મોજાના સપાટાથી દરીયામાં પડી દૂબી ગયો હતો. અરદેશર પુર બાહોશીથી રાજ્ય કારોબાર ચલાવતો તેના ઉપર સર્વે રૈયત પ્રસન્ન હતી. રૈયત તેને અરદેશર નહીં પણ "આદેલ શાહ" નામથી ઓળખતા આથી થયું એમ કે આખી દરબાર, આખું શહેર, દરેકે દરેકજણ તેને "આદેલશાહ" કરી કહેતું. શાહના મોંહ ઉપર હમેશાં ગમગીનીનો છાપ હોય એવું સર્વેને લાગ્યું. શાહ એક દીવસે પોતાના રાજ્ય કારબાર-માંથી ફારેગ થઈ સાંજને છેડે મેહેલમાં સર્વે બાજુએ લટાર મારતો ફરતો હતો તેટલાં તે એક બંધ ઓરડા આગળ આવી લાગ્યો. આ ઓરડો જોઈ તે અચરતીમાં પડયો કારણ કે એટલો વખત થયો તે શાહ બન્યો હતો ને મેહેલમાં હતો તોપણ તેને આ બંધ ઓરડા વિષે પોતાના વજીર તથા અમીર ઉમરાવોથી કશુંએ જાણ્યું ન હતું અથવા

કોઈ દીવસે પોતે અગાઉ આ ઓરડો જોવા પામ્યો પણ હતો નથી. તેણે તરત એક સોનાની સાંકલે બાંધેલો મોટો ઘંટ વગાડયો જેના આવાજથી તેનાં ખીદમતગારોમાંનો સર્વેથી વડો ખેદમતગાર તેની સામે બેઉ હાથ જોડી વાંકો વળી ને ઉભો.

"અએ, મર્દ તું આટલો વખત થયો મારી ખીદમતમાં છે ને તેં મને પેલે દીવશે મહેલમાના સર્વ જગ્યાથી વાંકેફ કરવાને માથે લીધું હતું. ને તેં તે દીવસે મને આએ બંધ ઓરડો બતલાવ્યો નહીં તેનું કારણ શું છે?" શાહે થોડો ગુસ્સો અને થોડી ઓજર ખાહીથી પુછયું "જલદી મને જવાબ દે."

"અએ, શાહે તાજદાર ખુદા સદા તારૂં તાજ સલામત રહે એવી મેહેરબાની કરે, નામવર શાહ હુ તમોને તેજ દીવસે આ ઓરડો બતલાવતે પણ પણ—તે બીચારો બોલતો અટકી પડયો.

"શું? પણ પણ શું કરેછ મને રાસ્ત જવાબ આપ." શાહે તેને કહ્યું.

"શાહે મેહરબાન, હું આપણા આગળના શાહના ફરમાન મુજબ ચાલ્યો ને તમુને તેને વિષે કાંઇ કહ્યું પણ નહીં ને બતાવ્યું બી નહીં."

"કાંય? શાહનું પરમાન એવું તે શું હતું તે મને જણાવ. જે તેં તે ફરમાન મુજબ ચાલીને મને જણાવ્યુ નહીં?

"શાહ, હું તો કાંઈજ કહી શકતો નથી પણ તમો નામવર આએ કુંચી લેઓ ને એમાથી પેલું સોનાનું તાળું ઉઘાડો ને પછી તમુને તે માલમ પડશે." તે ખેદમતગારે જ્યાં ઉભો હતો ત્યાંથી બે પગળા પાછળ હઠી એક સફેદ દાઘવાળા જગ્યા પર પોતાનો પગ જોશબંધ માર્યો કે જે મારવા સમેત એક તીણો આવાજ તે ભોંયમાંથી નીકળ્યો ને તરતજ ભોંય ફાટી જઇને એક મોટી સોનાની ચાવી બહાર ઉછલી, પડવા સમેટ તરતજ તે ભોંય અસલ જેવી હતી તેવીજ થઈ ગઇ. તે કુચી ઉંચકીને તે ખેદમતગારે શાહને આપતા ઉપર પ્રમાણે કહ્યું.

આદેલશાહ (હવે આપણે અરદેશેર નહીં પણ આદેલશાહ નામથીજ ઓળખીશું) તે કુંચી જોઇને ઘણોજ અજાયેબ થયો ને તેને પાછું તે મરદને પુછયું "અએ, ખીદમતગારોના વડા તું મને આએ જમીનનો ખુલાસો કર કે એમાં શું કરામત છે." "આએ, શાહ તે તમે આએ ઓરડાનું સોનાનું તાળું ખોલશો કે તમને માલમ પડશે" શાહે તેને ઈસારત કરી જેથી તે ખીદમતગાર નમીને ત્યાંથી ચાલી ગયો. ને શાહ તે બંધ પણ ઘણોજ

જાહેર ખબર.

# મેહેર બેકરી.

ઠેકાણું—કોટ, ગનબાવા (માસતર બ્રધર્સ સામે).

હમારા પદરખાનામાં દરરોજ તાજી તેસ્ટદાર અને અનેક તરેહની મનપસંદ પેસ્ત્રીઓ તૈયાર મળશે, જેવી કે—**આંરજ કેક, કરન્ટ, જયુબોલી, ઝોરાસ્ત્રીયન, લેમન ચીઝ; સુરતી નાનખટાઈ; તાતલેસ—આમનકેક; બીતર મકરૂમ, પંફ, (જેલી અને માવાના); મદીરા; પાતીસ મતનનાં; સુરતી બતાસા;** વગેરે. એ ઉપરાંત હરએક જાતની તાજી સોજી ગામઠી તથા વેલાતી બીનકીટોનો તથા ચાકલેતોનો મોટો જથો હંમેશા તૈયાર મળશે. વેલાતી ખોરાકી **કોલનવૉટર, શાબુ, સેન્ટ, ઓઈલમેન સ્ટોર, પરફ્યુમરી,** દરેક જાતની **સોજી ચાહ, કાફી,** ગરમીમાં મગજને ઠંડક આપવા માટે સોજના ફ્રુટનાં સરબનોનો મોટો જથો તૈયાર મળશે. પનીર સુરતી ને વેલાતી, હમારે ત્યાં મળશે.

નીચલી ચીજો ટુંક વખતમાં વરદીથી બનાવી આપવામાં આવશે:—**વૅડીંગ કેક, ક્રીસટમસ કેક, બર્થડે કેક,** (હરએક જાતનું), **આઈસક્રીમ, પુડીંગ** (હરએક જાતનું); **પાઈ, ઓઈસટર પેટીશ.** બહાર ગામના ઓરડરો ઉપર ખાસ ધ્યાન લઈ વી. પી. થી મોકલીશું. દરએક ચીજ હમારી જાતી દેખરેખ તળે બને છે.

**કોટ, ગનબાવા, મુંબઈ.**

સુંદર નકસીદાર ઓરડા તરફ ચાલ્યો. તે ત્યાં પુગો ને તેણે જેવી તાળામાં કુંચી પોઇ કે એક ઘણોજ મધુર આવાજ તે તાળાંમાંથી આવ્યો કે "જો, સંભાળ તારો પગ ઉંબર પરથી ખેંચને આસ્તેથી તાળું ખોળ, પણ સબુર, તારૂં નામ શું?" શાહ અજાયબીને મારે થંભ થઈ ઉભો ને તેના હાથ જરા પણ હાલ્યા નહીં. શું તે મધુર આવાજ, શું તેનું છટાદાર બોલવું. અજાએબીને મારે જાણે તે અકડીજ ગયો હતો. શું કરવું તેનો વિચાર કરતો. જવાબ આપવો કે નહીં. આખરે તેને ઠરાવ કીધો કે જેબી થાય તે ખરૂં પણ જવાબ તો આપવો જોઈશે. તેને પોતાના પગો ઉંબર પરથી બહાર ખેંચતા પુછ્યું "રાજા થયા પછીનુ નામ કે આગળનું?" "રાજા થયા પછીનું" "મારૂં નામ આદેલ શાહ."

કરંગ, કરંગ, કરંગ એમ ત્રણ આવાજ થવા સાથે તે સોનાનું તાળું શાહના પગ આગળ પડયું. તે તાળું પડવા સાથે તુટી ગયું ને તેમાંથી એક શાહી મોહોર સાથનું બીડેલું કાગળ નીકળી પડયું. તે શાહે હાથમાં લીધું. વળી પાછો આવાજ નીકળ્યો કે "શાહે જવાન, તું આએ કાગળ ઘણીજ સંભાળથી રાખી મુકને કાલે સહવારે તે પાક કીરતારની બંદગી કર્યા પછી આએ કાગળ ઉખેડી વાંચજે, ને હમણા તરત આએ ઓરડા આગળથી ચાલી જા નહીં તો સખતી ખેંચશે" શાહ પાછો ફર્યો ને મેહેલ તરફ જવા લાગ્યો. તેણે ત્રણ પગળાં ભર્યા નહીં તેટલા એક મોટો આવાજ થયો તે શાહે પાછુ ફરી જોયું તો નીચે પડી ભાંગી તૂટી ગએલું તે તે સોનાનું તાળું એક ધડાકા સમેટ. પાછું ઉછળીને તે દરવાજાને વળગી પડયું ને તે બંધ થયું. શાહ વધારે ને વધારે અજાયેબીમાં પડયો.

તે રાત્રે તેને ઉંઘ આવીજ નહીં તે તો વીચાર તો કે કયારે સહવાર પડે કે હું બંદગી કર્યા પછી તે કાગળનો ભેદ પામું. તે રાત્ર પણ પૂરી થઈ, સહવારના પોહોરમાં શાહે નાહી ધોઇ તે કીરતારની ખુલ્લા દીલથી બંદગી કીધી ને પોતાના ખાનગી ઓરડામાં તે કાગળ વાંચવાને ગયો. તેને હાથમાં તે કાગળ પકડયું તેની ઉપરનું શાહી મોહોર કાઢી નાંખ્યું ને નીચે પ્રમાણે વાંચ્યું:—

"એએ મારી પછી તખ્તપર આવનાર શખ્શ તું તારા દાનાં વઝીરની સલ્લાહ લઈ હમેશા રાજ્ય કારોબાર ચલાવજે. તે વઝીરને તું કોઇ પણ કારણે દીલગીર કરતો નાં. તે ઘણોજ કાબેલને દાનાવ છે. આએ કામમાં કોઇ દીવસે જરાકબી થાપ ખાતો ના. તે વઝીરનો એકે એક સુખન એક ઝવાહીરની મોઘી કીંમતનો છે. તેને બધી વાતે ખુશી રાખજે ને અગર મારા કહ્યાથી જરાક પણ ઉલટો ચાલશે તો જાણજે કે તું ખચ્ચીત ઘણોજ પશતાશે.

બીજું આએ કાગળ જે જગ્યાએથી તુંને મળ્યું તે જગ્યાની પાંચ પગલાં દુર તેં જે સફેદ દાઘ દીઠો ને જ્યાં પેલા ખીદમતગારે પગ અફાલી તુને કુંચી કાઢી આપી તે જગ્યામાં એક મારા બાપદાદાથી બનાવેલું તલેસમ છે તે મારા વડવાએ તલેસમ એવું બનાવેલું કે તે કોઇને જણાય નહીં પણ મારા રાજ્યમાંજ મને તે જણાય. હુ એક દીવસે જ્યારે રાજા હતો ત્યારે તારીજ મુઆફેક આ જગ્યાપરથી પસાર થતો હતો પણ હું ચાલું તેટલાં મારા પગો નીચેની જમીન એક આવાજ સાથે છુટી પડી ગઇ તેમાંથી એક ખુબસુરત અબળા બહાર આવી તેણે મને બધો હેવાલ કહયો ને આગળ વધાર્યું કે આ તલેસમ તારેજ નજરે પડશે તું આએ સામેના દરવાજાને એક આંચકો માર ને તારી નજર આગળ બધું ખુલ્લું થઈ જશે. મેં તે પ્રમાણે કીધું તો એક બાગ જેવો ઓરડો સુગંધથી મઘમઘતો મારી નજરે પડયો. હુ અંદર ગયો ને ત્યાં કાંઈજ દીઠું નહીં પણ એક જગ્યાએ રેશમથી મઢેલી મોટી સબી જેવું દીઠું. હું આગળ ગયો ને તે સબીનો રેશમનો પરદો ઉંચો કરી જોવા જાંઉ તેની અગાઉ મેં એક આવાજ સમજ્યો કે સબુર, એકદમ હાથ ઉંચક બીલકુલ એને જોવાની વેતરણ ના કરતો અગર જોશે તો ત્યાંજ તું મુડદુ થઇ પડશે. એ તારે માટે જોવાનું નથી પણ તારી પછીના રાજાને નજરે પડશે. તું આએ વાત કોઇને કહેતો ના પણ જે સફેદ દાઘ તેં બહાર દીઠો તે એક તારા ભરૂસેદાર ખીદમતગારને કહેજે કે તે પોતે જાણે ને તારી પછી ગાદીએ આવનાર શાહને તે બતલાવે. તેટલા માટે ખીદમતગારને તું એટલુંજ જણાવજે કે બહાર એક જગ્યાપર સફેદ દાઘ છે જે ઉપર પગ મારવાથી એક સોનાની ચાવી બહાર પડશે તે તું શાહને આપીને કહે જે કે આનાથી તાળું ઉઘાડો બીજું કશું તે ખીદમતગારને વધુ જણાવતો ના.

એવું હું બીજું શું તુને શું જનાવું બીજું એજ કે મને તેજ દીવસે બસારત થઇ કે તું એક કાગળ લખ ને તેમાં લખજે કે જે દીવસે તારી પછીના શાહને તે કાગળ મળે કે તેની ત્રણ વર્ષ પછીજ તે તે ભેદી ઓરડામાં દાખલ થાયે તેની એક દીવસ પણ અગાઉ માહે દાખલ થાય નહીં. હવે હું વધુ એ જનાવુંછ કે મેં જે પ્રમાણે લખ્યુછ તે પ્રમાણેજ અમલ કરજે તે તેજ પ્રમાણે ચાલજે.

ખુદા તારી સલ્તનત વધારે ને તું એક દાનાવો માનો દાનાવ શાહ બને એજ મારી દુવા છે. જા મારા બેટા, તું સુખી રહેજે ને ખુદા તુને સહાય થાએ, એજ '

'શાહ અફસરજંગ.'

આહ, તે કાગળ પુરૂ થયું. ને આદેલશાહ ઘણોજ દીલગીર તેમજ ખુશ હોય તેમ જણાયો.

ખુશ એટલા માટે કે તે તલેસમ તેનેજ ખુલ્લે ખુલ્લો જણાશે ને દીલગીર એને માટે કે તેને ત્રણ વર્ષનો વાલંબ હતો. તેને પોતાના મનમા વમાસ્યું "વર્ષો ના વર્ષો વીતી ગયા તો ત્રણ વર્ષને કાંઈ ઘણો વખત નથી."

---

## પ્રકરણ—૬ ઠું.

બે વર્ષ વીટી ગયાં છે. આજે સહવારમાં આદેલશાહની રાજ્યધાની આગળ સખત લડાઈ ચાલે છે દુશમનોના લશકરનો સુમાર નથી પણ તેઓમા સંપ નથી. શાહના લશકરમાં સંપ છે પણ થોડાં લશકર છે. જંગનો મામલો વધુ ને વધુ શુરપર ચઢે છે. આની તરફ જ્યારે લશકરનો વડો "બેરામખાન" છે જ્યારે દુશમનોના લશકરનો વડો "ગોદરેજ" છે દુશમનોના લશકરનો વધારે મરો થતો હતો. પણ બહાદુર ગોદરેજ તેઓને જેમ બને તેમ શુર આપતો હતો. આખરે શાહના લશકર ઉપર એક મોટો હુમલો આયો ને એકાએક એક તીર આવી બેહરામખાંના અસ્પને વાગ્યો તે અસ્પ પડયો, તેવોજ બેહરામખાં ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો. શાહના લશકરે પોતાના વડા સરદારને મેદાનમાં દીઠો નહીં જેથી તેઓ નાસ ભાગ કરવા લાગ્યા. દુશમનના લશકરે આ તકનો લાભ લીધો ને બે પહેલવાનોએ આવી ખડે પગે ઉભેલા બહેરામને બાંધ્યો ને પોતાના સરદાર આગળ લઈ ચાલ્યા.

એક આવાજ ને તુરત તે બેઉ જણના પગમાં આબાદ એકેકો તીર વાગ્યો ને ભોંયપર પછડાયા. દુશમનના લશકરે—બેહરામને જીવતો દીઠાંથી તેના લશકરો તરત સંપીલા થયાં ને પાછું લડવાનુ શરૂ કરવા માંગતા હોય તેમ સફ સમારીને ઉભા—તેઓને ઉભેલાં દીઠાં હજુણ તો શાહના લશકરો લડે તે અગાઉ તેઓમાના એકે બરાબર નેમ લઈ પોતાના સરદારને પકડનારા બે જણના પગમાં આબાદ એકેકો તીર માર્યો. બેહરામ તરત પોતાના લશકર તરફ આયો તેને એક ઘોડો આપવામાં આયો ને આગળીજ રીતે હીંમતથી લડવાને તેઓ ઉભા. દુશમનના લશકરમાં સંપ ન હોવાથી ફાટફુટ પડી. તેઓનો સરદાર "ગોદરેજ" કેદ પકડાયો. તેને લઇ બેહરામખાન પોતાના શાહ આગળ આયો. બેહરામખાન નમીને ઉભો. શાહે

પુછ્યું "અએ ગોદરેજ, તું હવે હમારે શરણે છે પણ મેં તુને માફી બખશીછ."

"અગર મારા લશકરમાં સંપ હતે તો તું શું પણ તારા જેવા શાહના દશ લશકરને પુરા પડતે. અગર સંપ હતે તો તારી રાજ્યધાની ખાકમાં મેળવતે. અગર સંપ હતે તો તારા તાજને આએ પગો નીચે દાબતે" ગોદરેજે શાહને ગુસ્સાથી કહ્યું.

"જા અએ જવાન તારી હીમ્મતપર આફ્રીન છે મને તારી ઉપર મેહર છુટેછ અગર નહીં તો આએ તારા બોલોજ તુને ખાકમાં મેળવતે. જા હું માફી બક્ષશુંછ."

"તારી માફીની હું જરા રતી ભાર પણ દરકાર કરતો નથી તેં મને માફી બક્ષશી છે તું શું થયું પણ તારા અને મારા સાહ વચ્ચેની દુશમનાઈ હું ભૂલીશ નહીં" તે ગરૂરીથી બોલ્યો. "તું તો હમારા શાહ આગળ પાણી ભરે પાણી."

"શું ? તારા ઉપર મેહેર કીધી તેથી તું આટલો ફાંકો તારા મગજમાં રાખેછ. જેમ એક મગતરૂં કરોળીઆની જાળમાં ફસેછ ને ઘણીજ તાણુતોડ કરેછ પણ ઉલટો વધારે અંદર શીકડાયેછ તેમ તારો આએ હાલ છે." શાહે કહ્યું "તું હમારા હાથમાં એક મચ્છર મીસાળ છે પણ કાંઈ નહીં હું તારી ઉપર હજુણુ મેહેરબાની કરૂંછ, તુંને કાંઈ સજા કરવા ફરમાવતો નથી."

"નહીં તો મને શું તારી દરકાર છે ?"

"ચુપ, ચુપ અએ જવાન તારી ગરૂરી છોડ તું જોતો નથી કે તું કોણ સામે ઉભો રહી તકરાર કરેછ જો તુંને સજા કરવા માગું તો હજુણુ હું મોઢાંમાંથી શબ્દો બહાર નહી કાઢું તેટલા તે અમલમાં મુકાય."

"શાહ, શાહ મને માફ કર, તારી બહાદુરી જોઈ, તું અગર મને મારી નાંખવા ચાહે તો જલ્લાદ તૈયાર છે. મે ગુસ્સાના અવેશમાં તમો નામવરની સામે એટલું બધું બોલવાની હીંમત કીધીછ; પણ માફ માફ અએ શાહ મને માફ કર" તે જવાન નીચું જોઈ નર્મીથી બોલ્યો. "તેં મને માફ કીધો એજ તારી મોટી બહાદુરી છે કારણકે અગર કોઈ દોસ્તની સાથેબી એમ વાત કરતે તો તે કાંઇબી સજા કરતે મગર તારૂં દીલ અજબ તરાંહનું છે કે એટલું બોલવા છતાં તેં મારી બક્ષશી છે."

"જાઓ, સીપાઈ આએ જવાનના બંદ છુટા કરો ને ઉંચા રેશમી પોષાકો આપો, ગોદરેજ તું એઓ સાથે જા ને નાહી બદન સાફ કરી

પોષાક પેહેડી મારી આગળ આવ." ગોદરેજ નમીને સીપાઈઓ સાથે ગયો. અરધા કલાકમાં તો ગોદરેજ ઘણોજ ભપકાબંધ દરબારમાં દાખલ થયો ને શાહના તખત આગળ ગુઠન્યે પડયો. "ઉઠ અએ જવાન ને લે આએ ઝવાહીરની અંગુશત્રી તે મારા તરફથી તુને એક ભેટ છે, ને આજ પછી તુંને હું મારા ખજાનચીઓનો વડો તરીકે ઓળખશ. ને જા તારા ખરાં દીલથી મારા આપેલા કામ પર મંડ"

"મેહેરબાની, શાહ મેહેરબાની, ખુદા તારી સલતનત વધારે ને તુંને ખુદાએ મદદ કરે."

આ પછી ગોદરેજ પોતાના કામપર ખુબ તકેદારીથી મંડયો. તેને થોડાં વખતમાં તો શાહની એટલી બધી પ્રીતી ખેંચી કે શાહ તેને પોતાની પાસે બેસાડતો, તે દીન પર દીન શાહને કાંઇ ફાયદોજ કરી આપતો ચાલ્યો. થોડાં મહીના વીટી ગયા બાદ એક દીવસે શાહનો ઘણોજ દાનાવ વઝીર બીમારીથી મરણ પામ્યો. ત્યારે શાહ અત્યંત દીલગીર થયો, ને તેની જગ્યાએ ગોદરેજને વઝીરનો ઓધ્ધો આપ્યો. ગોદરેજ વઝીર થયો.

## પ્રકરણ—૭ મું.

આજે સહવારના પહોરમાં આદેલશાહના મહેલમાં કોઈ શખ્સ પુર ગંભીરાઈ અને ખરાં દીલથી તે પાક પેદા કરનાર કીરતારની બંદગીમાં મશગુળ હોય એમ આવાજ આવતો હતો. આ શખ્શ કોઇજ નહીં પણ આપણો અરદેશીર ઉર્ફે આદેલશાહ પોતેજ છે. આજે તેજ દીન છે કે જે દીને શાહ અફસર જંગે પોતાના શાહી મોહર સાથના કાગળમાં લખેલું કે ત્રણ વર્ષ રહીને તે ઓરડો ઉંઘાડજે તે ત્રણ વર્ષ પછીનો આજનો દીન છે. કાગળમાં ફરમાવ્યા મુજબ તે કરવાની ધારણામાં છે. તે બંદગી કરી રહ્યોછે. ત્યાર પછી તે તરત ઊઠયો અને ખુદાનુ નામ જબાન પર લઈ તે બંધ પણ તલેસમાટીક ઓરડા આગળ આવી લાગ્યો. તેને તરત પોતાના પગો એક પછી એક પેલા સફેદ દાઘ વાલી જમીનપર માર્યા. એક આવાજ ને અગાઉની માફક તે કુંચી બહાર નીકળી પડી.

શાહ કુંચી ઉંચકી આગળ વધ્યો ને તાળું ઉંઘાડવાને કુંચી અંદર પોઈ. એક ધડાકો અને બીજી પળે તેની સામે તરેહવાર ઝર ઝવાહીરથી પુર એક ઓરડો નજરે પડયો. આહ, શું તેમાંથી સુગંધ આવતો હતો;

જાણે બાગે બેહેશત તેણે પોતાનો જમણો પગ અંદર મૂકયો તેવોજ તેમાંથી ગણ ગણાતનો મધુર આવાજ નીકળ્યો.

"ખુશ આમદી, ખુશ આમદી શાહે આદેલ, ખુશ આમદી."

તેણે પોતાનો ડાબો પગ મુકયો એટલે જલદીથી તે આવાજ આવતો બંધ પડયો.

અંદર દાખલ થયા પછી બધે જોયુ તેણે ઝવાહીરો સીવાય બીજું કાંઈ દીઠું નથી. "સબુર" એક ભેદી આવાજ આયો અને શાહ ચાલતો અટકી પડયો.

"આંખ બંધકર?" પાછો તે આવાજ શાહે તેમ કીધું.

"ઉંઘાડ" અને શાહની નજરે એક સુંદર રેશમની ઝાલર દેખાઈ જે એક સબીને ઢાંકી નાખતી હતી. શાહે આસ્તે રહી તે રેશમી પરદો ઉંચકી માહે જોયું કે "ઓહ" આવાજ સાથે સાહ બેસુદ્ધ થઇ પડયો.

આ આવાજ "ગોદરેજ" વઝીરે સમજયો. કે જેને શાહે પોતાના મેહેલમાજ એક ખાસ રહેવાને ઓરડો આપ્યો હતો. તેને શાહનો આવાજ પીછાણ્યો. તે શાહના ઓરડા તરફ ગયો. તેણે ઘંટ વગાડયો કે જે ઘંટ એવી મતલબે રાખવામાં આવ્યો હતો કે અગર શાહને કાંઇ કહેવાને તેના ખાનગી ઓરડામાં જવું હોય તો ઘંટ વગાડવો અગર ઘંટનો આવાજ પાછો ન મળે તોજ અંદર દાખલ થવું ને મળે તો નહીં દાખલ થવું. આ વખતે આવાજ આયો નહીં. ગોદરેજ અંદર દાખલ થયો તેને શાહને ત્યાં દીઠો નહીં. તે ગભરાયો તે બહાર દોડયો અને મહેલના એક ઓરડા આગળ આવ્યો ત્યાં તેને શાહને સુંદર ઝવાહીરથી મઢેલા પલંગ ઉપર સૂતેલો દીઠો. હવે મારા પ્રીય વાંચક તારે જાણવું જોઇએ કે જ્યારે આ-દેલશાહે બુમ પાડી તેવોજ બેસુદ્ધ થઈ ગયો તેજ વખતે ભોંય નીચેથી એક ઝવાહીરનો સુંદર પલંગ નીકલી પડયો અને શાહ જાણે પોતે તે પર સૂતો હોય તેમ બરોબર ગોઠવાઈ ગયો અને તે ઓરડાનો તલેસમાત તુટી ફુટી ગયો ને સીધી ચાલ થઈ ગઈ પણ તે સબી તો શાહના પલંગ સામે તેના રેશમી પડ સાથે જેવી હતી તેવીજ પડી હતી. ગોદરેજ આ જોતો ત્યાં ઉભોજ રહ્યો. થોડે વખતે સાહ સુદ્ધીમાં આવ્યો તેને આસપાસ નજર ફેરવી.

"વઝીર, તું અહીંઆં છે, તું કયાંથી? કયાં છે તે બાગ કયાં છે તે ગુલેસ્તાન, કયાં છે તે પમરાત યા ખુશ્બ હું થોડા વખતની અગાઉ તો કયાં હતો ને હમણા કયાં છું. આહ, તે મનમોહન——તે બોલતો અટકયો.

"શાહ, એ શું બકબક ગુલેસતાન શું ને બાગ શું મેહેલની અંદર બાગ કયાંથી ને ગુલેસ્તાન કયાંથી હોય"

"નહીં, નહીં ગોદરેજ તે હમણા મારી નજર સામે હતું ને હમણા કેમ દીસતું નથી."

ગોદરેજ મનમા બડબડયો કે શાહને આજે શું થયું છે.

"પણ ઓહ મને ગીરફતાર કરનાર તો અહીંઆ છે પણ તેની આસપાસનું નહીં મળે." સામેના તે રેશમી પડડા સામે જોઈ બોલ્યો. "બસ, બસ મને તેને દીવાનો કીધોછ આહ શું તે મુખડો, વઝીર, વઝીર તું જોશે ત્યારેજ તારી ખાત્રી થશે કે તે જોઇએ તે કરતાં ખુબસુરત છે કે નહીં. ખરેખર અગર હું જો એ ચીત્રની શાહજાદી જીવતી હોય ને નહીં પરણું તો યાદ રાંખ કે આએ રાજ કે ગાદીની કાંઇબી દરકાર કર્યા વગર આપઘાટ કરશ. બસ હું બાધા લેંઉછ ને કદીબી તે તોડશ નહીં, યાદ રાખજે. પણ ચાલ વારૂ ગોદરેજ હું તે તુને બતલાઉ"

તે અને વઝીર આગળ ચાલ્યા. એકદમ આદેલશાહ ચાલતો અટકયો તે આસપાસ નજર કરવા લાગ્યો. "શું તે દાશ્ર પણ ગેપ ?" તે બબડીને પાછા પગળાં ભરવા લાગ્યો.

આખરે તેઓ તે ભેદી ફોટો આગળ આવી પહોંચ્યા શાહે ધીમે રહી તેનો પદડો ઉંચકયો.

"શાહે જાદી મગરેબ, દુખતરે શાહે ચીન" એક ભેદી આવાજ બોલ્યો.

આહ, તે ખુબસુરત દેખાવ; જાણે બેહેશતની હુરી; શું તે દીલપસંદ દેખાવ. "વઝીર, આ છબી જયારે આવી સુંદર દેખાયછ ત્યારે તે જીવતી શાહજાદી કેવી હશે ?"

"શાહ, એ ખ્યાલ છોડ, એ શાહજાદી વીષે મેં સમજ્યુછ કે એ ચીનના જાહોજલાલી ભરેલા શાહનશાહ ખોદાદાદની એ બેટી થાય છે. એ શાહજાદીને વાસ્તે ઘણા મોટાં મોટાં શાહજાદાઓની માંગણી આવી હતી, પણ તે કોઈને મચક આપતી નથી. મગર તે ઘણાં સુંદર રમકડાંઓની શોખીન છે અને પોતાનો ફુરસદનો વખત બધો એ રમકડાં રમવામાં ગુજારે છે. અને તેને કોઈની દરકાર નથી."

"નહીં, નહીં હું તો પરણું તો એનીજ સાથે."

"શાહ ખ્યાલ છોડ, શું એનાં કરતાં કોઈ શાહજાદી વધારે ખુબસુરત નહીં હશે ?"

"નહીં, નહીં દુન્યામાં નહીં હશે એવું હું ધારૂંછ." શાહે કહ્યું "હું એ શાહજાદીનો ખ્યાલ બીલકુલ નહીં છોડશ."

"ખ્યાલ છોડવો કે નહીં એ તમારી મરજી. પણ કાંઈ નહીં હું શું કરવું તેની યુક્તી રચીશ."

"હા, હા દાનાવ ગોદરેજ કાંઈ યુકતી રચ." આ પછી ગોદરેજ અને આદેલશાહ દરબારમાં ગયા. દરબારમાના સર્વે જણે શાહને માન આપ્યું અને ગોદરેજ શાહની પાસે પોતાની નેમેલી જગ્યાંએ જઈ બેઠો. આહ, પ્રીય વાંચક તે તક્ષે સમાટીક ઓરડો એક ચાલ્લના આકારમાં ફેરવાઇ ગયો હતો. બીલકુલ જાણે તલ્લેસમાત કોઈ દીવસે થયો નહીં હોય તેવો થયો. બધું ગુમ થયું, ઝવાહીર જતા રહ્યા, પમરાત જતો રહ્યો, બાગ ગુમ થઇ ગયો પણ સઉથી સુંદર અને સઉથી કીંમતી ઝવાહીર તે તે ખુબસુરત શાહજાદીની સબી ગુમ થઈ ન હતી. તે તો ત્યાંની ત્યાંજ જાણે શાહને લલચાવવાને વાસ્તે પડી રહી હતી.

---

## પ્રકરણ—૮ મું.

આ પછી એક દીવસે ગોદરેજે શાહને સાથે લીધો અને તેઓ સ્ટીમરમાં જાતજાતના સુંદર નકશીદાર સોનેરી રમકડાંઓ સાથે લઇ બેઠાં. શાહે પોતાની દરબારનો સારો બંદોબસ્ત કીધો હતો. થોડાં દીવસ પછી તેઓની સ્ટીમર ચીનના બંદરે ઉભી.

જરા આપણે "મગરેબ" શાહજાદીને વાસ્તે બે બોલ વાંચ્યે. ચીનનો શાહનશાહ ખોદાદાદ એક પ્રખ્યાત શાહનશાહ તરીકે જાણીતો હતો. તે ઘણો જબરદસ્ત હતો તે સર્વે વાતે ભલો હતો મગર તેની એક બુરી ખાસીએત એ હતી કે તે જાદુઈ વીદયા જાણતો હતો ને તેને કોઈ કોઈ વખતે ખરાબ રીતે અમળમાં મુકતો. આ શાહનશાહની એક અતી ચેહેરેનમુન બેટી હતી. તેનું નામ મગરેબ હતું પણ લાડથી ખોદાદાદ તેને "ગોહરે ચીન" કરી બોલાવતો.

વાંચનાર, આ કલમમાં શાહજાદી મગરેબની ખુબસુરતીનું બયાન કરવાની તાકાત નથી. આહ, શું તેના હોઠ જાણે પરવાલાં, તેનાં દાંત તો જાણે એક દાડમની કળીની મુઆફક હારબંધ સીધી લાઇનમાં તેનાં (અત્રે જણાવવું જોઇએ કે કેટલાંક 'લખનારાઓ' **તેણી** બોલ વાપરેછે, પણ આ કલમ તો તેણી શબ્દ વાપરવાને જાણે અટકી પડે છે ને જાણે લખનારને સુચવે છે કે "યાદ છે કે શીક્ષકના બોલો '**તેણી** બોલ પારસી—

ગુજરાતી છે,' મારે તે વાપરવું એ વધારે સારી રીત છે," તેથીજ બધેકુતે જવાપરવું પડેછ. માટે વાંચનાર દરગુજર કરજે) ચહેરાને વધારે ખુબસુરત બનાવવા ગોઠવાયલા હતાં, કાળી કાળી આંખો, ગુલાબી ગાલ (બસ, બસ વાચનાર એમ લખવા બેસુ તો મને ભય છે કે તું કંટાળશે, બસ તું તારે મગરેબને ઘણીજ ઘણીજ ખુબસુરત જાણજે,)

તેને વાસ્તે ઘણાં મોટાં શાહજાદાઓની માંગણી આવી હતી પણ શાહજાદી કોઈ સાથે નેકા કરવાનું પસંદ ન કરતી ને મેહેલમાં સુંદર રમકડાં રમી ફુરસદનો વખત ગાળતી. એક દીવસે શાહજાદીએ સમજ્યું કે કોઈ મુસાફર ઘણુંાંજ સુંદર કારીગીરીનાં સોનાના રમકડા લાવોછ ને શહેરમાં દુકાન માંડીછ. અત્રે આપણને જાણવું જોઈએ કે તે મુસાફર કોઈજ નહીં પણ આપણો ગોદરેજ પોતે છે તેને શાહને સ્ટીમૅરમાંજ રહેવા દીધો ને પોતે એક પેટીમાં થોડાં રમકડાં લઈ એક દુકાન ભાડે લઈ કીનારાપર શહેર હતું તે જગ્યાએ ગયો.

મગરેબ તે ખરીદી કરવા શહેરમાં આવી. વઝીરની મોટી દુકાનમાં દાખલ થઈ. વઝીરે ઘણુ મૌન આપી તેને એક સોનેરી ખુરશી પર બેસાડીને દરેક રમકડાં બતલાવવા લાગ્યો શાહજાદી તે જોઈ ઘણીજ ખુશ થઇ.

"વાહ શું સરસ આ રમકડાં છે, તમારી આ દુકાનમાંનો માલ કેટલાંની કીંમતનો છે? ઘણુાજ સુંદર આ રમકડાં છે."

"અએ, શાહનશાહજાદી આતો શું પણ આના કરતા વધારે સુંદર અને ઘણાક શોભાયમાન રમકડાં હમારી સ્ટીમરમાં છે.' વઝીરે કહ્યું "પણ તે સ્ટીમરને કીનારે લાવી શકતા નથી અને બધો માલ પણ ભંડારમાં પુષ્કળ છે જે હમે લાવી શકતા નથી. અગર ખુશી હોય તો ત્યાં આવો. તમો બેહદ ખુશ થશો. એવી મારી પક્કી ખાત્રી છે." શાહજાદી પોતાનાં થોડાંક માણુસોને સાથે લઈ તે સ્ટીમરમાં જવા માટે વઝીર સાથે હોડીમાં બેઠી. સ્ટીમર પર આવ્યા. ભંડારમાં શાહજાદી રમકડાં જોવા ગઇ.

તે જુએછ તે દરમ્યાન આદેલશાહે સ્ટીમરના કપતાનને એક ઇસારત કીધી જેથી સ્ટીમર વીજલીની વેગે સડસડાત પાણી કાપતી ચાલી. શાહજાદીના માણુસો બહાર દોડી આવ્યા પણ સ્ટીમૅરપરના માણુસોએ તેઓને ચુપ રહેવા ફરમાવ્યું. શાહજાદીને સ્ટીમર હાલતી હોય તેમ લાગ્યુ તે તરત બહાર દોડી આવી ને પોતાના માણુસોને બુમ પાડી બોલાવ્યા પણ જવાબ મળ્યો નહીં.

"અએ, સૌદાગર તે આએ દગો કીધો" તે પોકારી ઉઠી "મારા

બાપને માલમ પડશે તો તારો બરોબર ફેજ કરશે" તેટલામાં શાહ બહાર આવ્યો. શાહનો ખુબસુરત ચહેરો જોઈ શાહજાદી-જાણે કાંઈ જાદુથી-તેનાં પ્યારમાં ગીરફતાર થઈ ગઈ. શાહ તો તેણીને જોઇ પાછો એક વખત હોસ ખોઈ બેઠો. શાહ જ્યારે હોસમાં આવ્યો ત્યારે તેણીને ખુબ સમજાવવા પડયો ને પોતાનો વીચાર જનાવ્યો. મગરેબ બી તેના પ્યારમાં પડેલી હોવાથી તે બધું વીસરી ગઇ અને તેની માંગણી કબુલ રાખી.

પેલી ગમ શાહ ખોદાદાદે પોતાની બેટીની સાંજવેર રાહ જોઈ તોબી તે આવી નહીં ને તેની સાથના માણુસો પણ પાછાં ફર્યા નહીં. તેણે તરત બીજા લશકરો મોકલાવ્યા ને શોધ ખોળ કરાવી તો તેને માલમ પડયું કે મગરેબ તેઓની સ્ટીમર પર ગઇ હતી તેને દરીયાવમાં પોતાની બોટો ઉતરાવીને જોવરાવ્યું તો તે તેને સ્ટીમર હતી નહીં એમ સાંભળ્યું. હવે શાહ ખોદાદાદ ગભરાતમાં પડયો તેને ઘણી શોધ ખોળ કરાવી પણ વ્યર્થ. તેને હવે જાદુ ચલાવવા માંડયું જે જાદુની અસર શું થાય છે તે હવે પછી માલમ પડશે.

સ્ટીમરમાં બધુ સમાધાન હતું. એક રોજે વઝીર ગોદરેજ દુટક પર હવા ઘોરતો બેઠો હતો તેટલાં ત્યાં બે પક્ષી આવી થોડે દુર બેઠાં. અત્રે જણાવવું ઠીક પડશે કે ગોદરેજ વઝીર જનાવરની બોલી સમજતો હતો. નર પક્ષી પોતાની માદાને કહેવા લાગ્યું કે આએ સ્ટીમરમાં પ્રખ્યાત શાહ આદેલ શાહ, તેની ભવીષ્યની મોહરદાર તે ચીનના શાહનશાહ ખોદાદાદની બેટી મગરેબ અને શાહનો વઝીર ગોદરેજ મુખ્ય છે. તેને મગરેબની બધી વાત પોતાની માદાને કહી. પછી બોલ્યો કે ખોદાદાદે પોતાનું જાદુ ચલાવ્યુંછ તેથી જેવાં આ લોકો શાહને વતને પુગશે કે કીનારાપર શાહના હોકમથી એક સફેદ ઘોડો લાવવામાં આવશે અગર આદેલશાહ તે પર બેસશે તો તરત મરણ પામશે. પણ કોઇ શખ્શ તે ઘોડાને મારી નાંખે તો શાહનો જાન બચો જો આમાથી તેનો જાંન બંચશે તો જે દીવસે તેના લગ્ન હશે તે દીવસે એક પોષાક લાવવામાં આવશે અગર શાહ તે પેહેરશે તો બળી ભસ્મ થશે પણ કોઈ શખ્શ તે કપડા ફાડી તોડી નાંખશે તો શાહનો જીવ બંચશે. ત્રીજી વખતશાહ બંચ્યા પછી લગ્નને આંઠમે દીવસે મગરેબ બહુ ખુશ થઈ જઈ નાચ રંગમાં પડશે ને બેસુદ્ધ થશે અગર કોઈ શખ્શ તેની છાતી આગળની નેસ ચીરે તો શાહનશાહ બાનુ બંચે ને નહીં તો તે મરીજશે. બસ જો એમાંથી બંચશે તો પછી કાંઇ પણ મુસીબત તેઓ પર નહીં આવી પડશે. અગર આ મારા સુખન કોઇ શખ્શ સમજશે ને તેમ કરશે તો સારૂં પણ તે વાત કોઇનેબી કેહેશે તો તે પથ્થરનુ પુટલું બની જશે. આ શબ્દો બોલ્યા પછી તે ભલાં પક્ષીઓ ઉડી ગયા. તે ગુફતેગો બધી

ગોદરે સમજી હતી. તે મનમા બોલ્યો શું ખોદાદાદ જાદુગર છે! શું તે આમ ગજબ કરશે; આહ, આવી જાહોજલાલી ભરેલો શાહનશાહ હલકો ખવાશ ધરાવેછ. પણ ખુદા મહેરબાન હશે તો તે શું પણ કરોડો એવાં-ઓનું કાંઈ વલસે નહીં. હું કદી કદી પણ મારા વ્હાલા શાહને મરવા નહીં દેવશ ખુદા તેની તરફ મેહેરબાન છે. હું મારા જાનની સલામતી નહીં જોવશ પણ શાહની સલામતી જોવશ. હું મરશ પણ તેને મરવા નહીં દેવશ. ખોદાદાદ, ખોદાદાદ તારૂં કાંઈ વળવાનું નથી. તારૂં જાદુ કરગત થાય તે આગમજ તો આ બંદો તેને અટકાવશે. વાંચનાર, તે વઝીર પોતાના શાહ તરફ કેવો વફાદાર, નીમક હલાલ હતો તે તેં જરા જોયું. કાંઈ નહીં આગળ ચાલો.

## પ્રકરણ ૯ મું.

કનારે સ્ટીમર આવી પુગી એક સફેદ ઘોડો શાહની સ્વારી માટે લાવવામાં આવ્યો. સઘળી રૈયત ખુશી થઇ શાહને ઘણું માન આપવા લાગ્યા. શાહ ઘોડા પર બેસવાની તૈયારી કરે તે આગમજ ગોદરેજે પોતાની તરવાર મ્યાન માંથી ખેંચી કહાડીને એક ફટકો તે ઘોડાની ગરદન પર માર્યો. તે ઘોડાની ગરદન છુટી થઇ સ્ટીમર ની ઉપરથી થઈ, દરીયાવમાં પડી.

શાહે વઝીરને પુછ્યું "એમ કાંય તે એશું કામ કીધું". શાહ મેં ઘણું ખુબ કીધું છ. તુંને બીજો ઘોડો શું ન મળશે ? જોઇએ તેટલા ઘોડા એના કરતા સરસ મળશે" શાહે બીજો ઘોડો મંગાવ્યો ને શેહેરમાં ગયા. ધામ-ધુમ પુષ્કળ હતી. શાજાદી અને વઝીરની ખુશાળીનો પાર રહ્યો નહીં. એક અખવાડીયું વીટી ગયું. શાહના આજે શાહજાદી મગરેબ સાથે ઘણી મોટી ધામધુમ થી લગ્ન છે. શાહને વાસ્તે સોનેરી ઝાલર વાલાં કપડા લાવવામાં આવ્યાં જે ગોદરેજે માણસોનાં હાથમાંથી લઇ લીધા ને ફાડી તોડી નાંખ્યાં. શાહનેવાસતે તેના કરતાં વધારે કીંમતી અને સુંદર પોષાક લાવવામાં આવ્યાં. (પણ તે તદન ગુપચુપ કે આદેલને માલુમ પડે નહીં) શાહના ઘણીજ ધામધુમથી લગ્ન થયાં. લગનને આંઠ દીવસ થઈ ગીઆ બાદ શાહબાનું મગરેબ ઘણી ખુશીમાં આવી જઈ નાચવા લાગ્યા અને પડી બેસુધ્ધ થઇ ગીયા. તરત ગોદરેજ દોડી આવો ને છરી વડે શાહ બાનુની છાતી નીચેની, નેસ કાપી ને તેમાનું લોહી ચુસી થુકવા લાગ્યો. શાહ લાલ થઈ ગુસ્સામાં આવી શમશીર કાઢી વઝીરપર દોડયો ને બોલ્યો

"અએ નીચ, નીમક હરામ તેં આએ શું કામ કીધું? તે શાહબાનુના શરીરને હાથ લગાડયો? તુંને સત્તા શું હતી? તેં મને એક પીદરની કાની મદદ કીધીને હમણા એમ નીમકહરામ બન્યો? હું તુને હમણા કત્તલ કરૂંછ."

વઝીરે પોતાની કમર સાથે બાંધેલાં બતામાંથી કાંઈ મલમ કહાડયું ને શાહબાનુના તે શરીરના ભાગ ઉપર લગાડતા બોલ્યો "અએ શાહ, તું મારૂં માન, માફ કર, આએ વાત મને ના પુછ મેં તારા ભલાંને ખાતર કીધુંછ મને માફ કર"

"અએ, નીચ તુંને માફ, માફ કરવું એ પાપ સમાન છે."

"શાહ, તું મારૂ માન મેં કીધુંછ તે સારૂજ કીધુંછ. તું મને એ વાત ના પુછ, પણ ખૈર તું જીદ કરેછ તો ચાલ તારા ઓરડામાં હું તુંને તે વાત કહેવશ. પણ તું પશતાશે યાદ રાખ."

"નહીં નહીં મને તે વાત કેવીજ પડશે."

શાહ અને ગોદરેજ બેઉ મેહેલને લગતા શાહના ઓરડામાં ગયા. ઘણી ગંભીરતાથી વઝીર વાત કરવા લાગ્યો. તેને ઘોડાની વાત કીધી કે "ગુઠણ" સુધી પથ્થર થઈ ગયો. શાહના પોષાક વાસ્તે કહ્યું એટલે "હુ" સુધી અને અફસોસ સદ હજાર અફસોસ કે ત્રીજી શાકનશાહબાનું વિષે વાત કહી કે તે માંથા સુધી પથ્થર બની શાહના પગ આગળ પડયો. હવેજ શાંહની સુધ્ધ ઉંઘડી, ને હવેજ તે પસતાવાને વઝીરને ખોહવાથી રડવા અને કલાપીત કરવા લાગ્યો. "વઝીર, ગોદરેજ તું કેવો ભલો કેવો વફાદાર તેં મારો અને શાહબાનુને જીવ બંચાવ્યો, મેં આ શું કામ કીધું કે તારૂં કહ્યું નહીં માન્યું, હવે તારા જેવો વઝીર મને કયાંથી મળશે"

"બસ, બસ શાહ હવે રડવાનું મોકુફ કર હવે તારૂં કાંઈ વલવાનું નથી જે બનવાનું હતું તે બન્યું; તારે કામે લાગ." એક આવાજ નીકળ્યો.

શાહ ગમગીન ચેહેરે પોતાનો ઓરડો છોડી શાહબાનું બેસુધ્ધ પડ હતાં ત્યાં આવ્યો. થોડા વખત પછી રાણી સુધ્ધીમાં આવ્યા. તેને શાહને પુછ્યું. "પ્યારા આદેલશાહ, હું કયાં? કયાં છે મહેલનો દેખાવ? શું? કય છે ગોદરેજ?"

"ગોદરેજ, ગોદરેજ, વ્હાલી; ગોદરેજ ગયો."

"શું? કયાં ગયો? એ શું બોલોછ, સાફ સાફ બોલો, એ શું ગુંચવાડા ભરેલું બોલવાનુ."

## જાહેર ખબર.

**દવાઓનાં મળતાં નામો આપી, નકલ તરીકે વપરાતી દવાંઓથી સંભાળજો ઠગાશો નહિ.**

### મફત! રતિશાસ્ત્ર અને સ્ટાઇલો પેન મફત!!

એક સામટી રૂ. ૮ ની પેટન્ટ દવાઓ લેનારને **રતિશાસ્ત્ર** (કોકવીદ્યા) નું ગુપ્તવિદ્યાનું રૂ. રાા વાળું પુસ્તક અને રૂ. પાંચની સ્ટાઇલોપેન મફત અપાય છે.

વંશ પરંપરાથી ચાલતા આવેલા વૈદકી ધંધાના બહોળા અનુભવથી બનાવેલી ભરૂસાપાત્ર, જગપ્રસિદ્ધ દવાઓ ! ! !

### કમપુરૂષત્વપણા માટે "મદન મિત્ર" લેપ

અતીચારથી પ્રાપ્ત થએલી ગુપ્ત અવયવોની નસોની કમજોરી સંપુર્ણ સતેજ થાય છે. બીજી દવાઓ વાપરી નાઉમેદ થયલા દરદીઓને આ દવાએજ સંપુર્ણ સંતોષ આપ્યો છે, કીંમત રૂ. ૨.

### સફેત કોઢ માટે રામબાણ શોધ "કુષ્ટકુઠાર"

બીજે રસ્તે પૈસાની બરબાદી નહીં કરતાં આ દવા વાપરવા સલાહ ભરેલો છે. કીંમત રૂા. ૧૦.

### ગ.ર- પરમીયા માટે અકસીર "પ્રમેહાંતક"

**મી** ફક્ત એજ વખત દવા લેવાથી ફાયદો પહોંચે છે કીંમત રૂ. ૨.

### ક્ષય (ખય) માટે અભ્રક ભષ્મ

ગમે તેવા ક્ષય આદિરોગ, કમતાકાત વિગેરે માટે કીં. નંબર ૧ તોલા એકના રૂ. ૬૦ સાઠ.

એકલા માલેક અને બનાવનાર.—**ડૉકટર એ. જે. ચાંદલીઆ.**

**ઠેકાણું—હેડ ઓફીસ નં૦ ૨૮૯, કાલબાદેવીરોડ, મુંબઈ.**

તા૦ ક૦—દરેક જાતના જુનાં હઠીલાં દરદના ઉપચાર માટે દરદીઓએ હકીકત લખવાથી મફત સલાહ અપાય છે. પોસ્ટેજ પેકીંગ જુદું.

**વધુ માટે અર્ધા આનાની ટીકીટ મોકલી પ્રાઇસ લીસ્ટ મંગાવો.**

---

શાહે જે બન્યું હતું તે બધુ કહ્યું અને બોલ્યો "અફસોસ, આપણો વ્હાલો વઝીરપથ્થર થઈ ગયોછ."

"અએ પીદર, પીદર અગર તેં ગહુ ચલાવ્યું ન હતે તો આવું કાંઈજ ન બનતે. મારા ખાવીંદનો વઝીર પથ્થર ન થયો હોતે" રાણી અપ્ફસોસ કરતા મનગાં બોલ્યા.

"પીદર ખોદાદાદ એ તેં શું કીધું. પણ નહીં હું તુંને ગેરઈનસાફ કરતી નથી તું જાણુતો નથી કે તે મુસાફર કોઈજ નહીં પણ એક દાનાવ શાહનો વઝીર હતો. હું બોલુંછ તે બધું ફોકટ છે. કારણ કે તમો મારી સાંમે નથી હું મારા ખાવીંદ સામે ઉભી રહી ફોકટની બકબક કરૂંછ."

હવે દરરોજ શાહ સહવારના પહોરમાં ઉઠી તે પાક કીરતારની બંદગી કર્યાં પછી તે વઝીરના પથ્થર આગળ જઈ અપ્ફસોસ કરતો રડતો હતો.

---

## પ્રકરણ—૧૦ મું.

આ પ્રકરણ તદન જુદી તરપ્ફ જાય છે પણ તે કાંઈ ઘણી જુદી નથીજ. આપણુને દરીયામાં કામ છે, આપણો અરદેશર આદેલશાહ બન્યોછ તે તો આપણે પકી રીતે જાણીયેછ. પણ ગુરગીન, ગુરગીનને દરીયાવમાં પોતાની પેટી સાથે ગડબડીયા મારી નીચે જતો જોયો. તેનું શું થયું. તેણે પાછું એક વખત પોતાનું બળ વાપર્યું. ખુદા તાલાનું નામ જબાનપર લઈ એક જટકો માર્યો. તે તરવામાં બહાદર હતો. તે જટક મારવા સાથે તે પાક કીરતારની રહેમથી ઉપર આયો. તેની સામે પાણીના મોજા હતા એક વખત તેને આગળ તો બીજી વખત પાછળ એમ ઘસડતા. તેને પાણીની સપાટી ઉપર આવી પોતાની આંખો આકાશપર ફેંકી એક અપ્ફસોસનો દમ ખેંચ્યો. તોબાહ, તોબાહ યા એલાહી તોબાહ આ મેં કેવી વરતણુક વાપરી મેં મારા ભાઈને તજ્યો, જે ભાઇ મારા સુખમા પોતાનુ સુખ સમજતો જે ભાઇ પૂછયા વગર એક કામ નહીં કરતો જે ભાઇ મને સુખ આપતો અરે તેજ, તેજ ભાઇને મેં 'પૈસાથી ગગરૂર' થઈ તજ્યો. મેં પૈસાથી દીવાના બની તેને હીણ્યો હાય અપ્ફસોસ, અફસોસ પ્યારા ભાઈ તે પૈસા તો કાંઈ કામગા ન આયા ઉલટા તે પૈસાએ મને દરીયાવમાં નાંખ્યો. મારો વ્હાલો ભાઈ કેવી ગરીબાઈગાં સબરતો હશે પણ તે દાળ રોટલીએ સુખી હશે જ્યારે હું મોટો દોલતવાન

ઘરબાર વગર તે દોલત વગર આ દરીયાવની અંદર ફાંફાં મારૂંછ. આહ પૈસા, પૈસા દગાખોર પૈસા, તું તારા બળથી હજારોને મારેછ. જો મેં મારા ભાઈને સાથે લીધો હતે તો કેવું સારૂં થતે. કેવો તે ખુશી થતે. આ મારા ગુનાહની સજા છે હું નથી જાણતો કે આ દરીયાવનાં ભીત્તરમાં સદાનો સુવશ કે નહીં. આવા મોટા પૈસાદારની દરીયો કબર થઈ પડે. મારો જાન કબજ થશે. હાય, હાય શું હું મારા ભાઇની માફી લીધા વગર મરશ. મારા બીરાદરે મને પૈસાથી કેટલી વખત મદદ કીધી જો તેને મને પૈસા ન આપ્યા હતે તો શું હું આટલો પૈસાદાર થવા પામ્યો હતે? તેના પૈસાથી તો હું દોલતવાન બન્યો અને તેનેજ મેં મદદ નહીં કીધી અને ધીક્કારી આવતો રહ્યો પણ મગરૂરી પણાનો મેં બરોબર સ્વાદ ચાખ્યો છે. દોલતથી મગરૂર નો એવોજ હાલ થાયછે. તે પૈસાથી લોકોને ધીક્કારેછે તો પૈસા તેને ધીક્કારેછે, બલકે તેને એક ક્ષણમાં નાચાર કરી મેલેછે. અએ પૈસાના પુંજારીઓ મારાં હાલતની તરફ કાંઈ જુઓ. પૈસા, પૈસા તારાથી કાંઈ હજારો જણ સુખી થઇ તને બરોબર રીતે વાપરી ગરીબોને સુખી કરી તેઓના આશીશ મેળવેછ. જ્યારે કેટલાંકો તને મેળવ્યાથી મગરૂર થઈ જાયછે ને કોઈને સુખી કરવાને બદલે દુખી કરી તેઓની બદ દુઆ લેછે અને પોતાનો વખત ખરાબ રીતે ગુજારી પેલી જેહાંનમાં પણ પોતાનો રસ્તો સાંકડો કરેછે. અએ દુન્યા, દુન્યા, બેકદર દુન્યા. આહા, તારા ચક્કરથી કાંઈ હજારો સુખી ને હજારો દુઃખી થાયછ. અફસોસ પૈસાની લાલચ એક કાતીલ ઝહેર છે. એક દોલતવન પોતાની દોલતપર મુસતાક થઈ હજારો ગરીબોને સંકટમાં આણે છે. અરે દોલતપર મગરૂર બની કાંઇ સેંકડો પાપી કર્મો કરે છે, અરે, અરે પૈસાપર દીવાના બની બીજાઓને (ગરીબોને) ધીક્કારે છે ને જરા ચુંચી આંખ પણ તેઓ તરફ કરતા નથી પણ તેને થોડીજ ખબર છે કે પૈસા માત્ર ધૂળ છે.

તેવામાં એક મોજો ધસી આવ્યો ને તેને ઘસડી લઈ જવાની તૈયારીમાં હતો તેટલાં તે પાછો હાથ અને પગ જોસબંધ પોતાને બંચાવવાં હીલવવા લાગ્યો. તે પાછો બોલવા પડયો "અએ પરવર મને બંચાવ યા ખુદા તારા સીવાય બંચાવવા વાલો કોઇજ નથી. હું એક વખત બંચું તો બીજી વેલા કોઇબીવખત કોઇને પણ નુકશાન નહીં કરશ બલકે તેને સુખી કરશ મારા માત પીતા મારે વાસ્તે ઘરે વખતે રાહ જોતાં હશે, ભાઇને હજારો હજાર વખત કાલાવાલા કરી માફ કરવા કહેવશ. મારા વ્હાલા બીરાદર આગળ હું માફ માંગીશ, જરૂર માંગીશ.

યા પરવર મને જીવતો જાગતો મારા ભાઈ સાથે મેળાપ કરાવ

અને પછી જો કે હું ફરી, ફરી કદીગી એમ નહીં કરીશ અફસોસ અગર મને મરવાનું હમણા હોય તો યા પરવર હું એટલુંજ માંગી લેઉછ કે મારી ઉમર વધાર અને મને સહીસલામત કીનારે પોહચાડ હું મારા ભાઇને પાતાલમાંથીબી શોધી તેની પાસે માફ, માફ હજારો હજાર મુઆફ માંગીશ.

મારા ભાઇને હું માન આપશ, ઓહ, ઓહ હું જોર કરી શકતો નથી ખુદા માફ, માફ પરવર માફ."

આહ, શું ચમત્કાર તેના છેલ્લા બોલો મુખમાંથી બહાર પડે તે આગમજ તેને નજર નીચી કીધી તો એક કીશતીમાં બેઠેલો પોતાને દીઠો. દરીયો તદન શાંત થઇ ગીઓ અને તે કીશતી સડસડાત પાણી કાપતી ચાલી. આખરે ખોદાએ તેની દાદ લીધી ખોદા સૌ ઉપર રેહેમી છે. ખુદા સોની દાદ લે છે. ગુરગીન બંચ્યો તેની કીશતી કીનારે આવી પહોંચી અને હજારો હજાર બાર ખોદાના પાક નામો ઝબાન પર લેવા લાગ્યો. તેને કીનારા પર પોતાના કપડાં સુકવ્યા. તેની પાસે મુદ્દલ પૈસા ન હતા. તે એક પૈ વગરનો હતો. ગુરગીન શહેરમાં ગયો અને ત્યાં મોહલ્લાઓમાં ફરવા લાગ્યો તે ભૂખ્યો હતો પણ પાસે પૈસા ખાવાના ન હતાં. લાચાર થઈ, ગલી ગલીએ ફરી કાંઇ નોકરી શોધવાનો વીચાર કરતો હતો.

ત્યાં તેને એક સાદડી ગુંઠનારની દુકાન આગળ ઘણા જણને ભેગા થએલા દીઠાં તે ત્યાં ગયો. ને સાદડી ગુંઠનારને ઘણી સરસ સાદડીઓ ગુંઠતાં દીઠો ને બધા જણા જે ભેગાં થયાં હતા તે સાદડી વેચાતી લેવા માંગતા હતા અને કેટલાંકો તો તેનું ગુંઠવાનું કેવી તરાહનું છે તે જોવા ઉભા રહ્યા હતા. બીચારો ગુરગીન ત્યાં સાદડી ગુંઠનાર સાથે કાંઈ વાત કરવા માંગતો હતો પણ લોકોની ઠઠ જોઇ ખામોશ રહ્યો. જ્યારે લોકોનું ટોળું વીખરાઈ ગયું ત્યારે તે આસ્તે રહી પેલાને સાદરી ગુંઠનારને આએ કેહવા લાગ્યો. "પીદર (કારણ કે તે ગુંઠનાર જરા બુઢો હતો તેથી.) હું આએ દુન્યાના ચક્કરથી પડતીમાં આવી પડેલો—આબરૂદાર માબાપનો બેટો-છું. તું જરા મદદ કર. હું આખો દીન થયા ભૂખ્યો છુ અને મારી પાસે એક પૈ પણ નથી. અફસોસ મારી પાસે પુર પૈસા હતા પણ ગયા તે બધા ગયા હાય, હું તદન ભૂખે ના કુવત બનતો જાંઉછું. આરે અરે હું શેહનશાહી તોરમાં રહેનારો, જવાહીરમાં (જવાહીર પહેરી) ઉછરેલો, સારૂ સારૂ ખાનારો, શાહી પલંગ જેવા ઉમદા પલંગ ઉપર સુનારો, લાડમા ઉછરેલો, કોઈ દીન ઘોડા વગર સ્વારી નહીં કરી પગે નહીં ચાલનારો, શરાબો અને સારા મીશતાનોને ઇનસાફ આપનારો, હું, અરે હું, આજે ઘરબાર વગર, જરરીન

પોષાક વગર, છત્ર પલંગ વગર, અસ્પ વગર; એક, ફક્ત એક, રોટલીના તુકડાને વાસ્તે આવો તવક્ષુછ. અફસોસ. મેહેરબાની કરી તમારી નોકરીમાં રાખો હું તમારી નીમક હલાલીથી નોકરી બજાવીશ પણ થોડાં દીવસ શીખવજો મને કાંઈ પગાર જોઇતો નથી પણ તમારે ત્યાંજ રહી ખાંડુ પાંડુ ને ચાકરી કરૂં. એટલી મેહેરબાની કરો પીદર."

"અએ બેટા, ખુદા તારો નેગેહબાન થાય તું કયાંથી આયોછ અને શુંથયું."

ગુરગીને પોતાનો સઘળો અહેવાલ અવલથી આખેર સુધી કહ્યો. "કાંઇ નહીં બેટા. ચાલ આજથી મારે ત્યાં રહે ને હું તુને બધું શીખવશ." બીજે દીનથી તે ભલા આદમીએ ગુરગીનને સઘળું શીખવવા માંડયું જે કામ ત્રણ ચાર દીવસમાં ચબરાક ગુરગીન શીખી ગયો ને એવી તો સરસ રીતે ગુંદવાને લાગો કે પેલાં બુઢાની દુકાન પર રોજ કરતા વધારે ઘરાક આવવા લાગ્યા. તે બુઢો કે જેનું નામ "ઓમર" હતું તે ગુરગીન પર પોતાના દીકરા કરતાં વધારે પ્યાર કરવા લાગ્યો ને તેની ઉપર ખુશી હતો. થોડાં મહિના પસાર થયાં, ગુરગીન તે ગરીબ પણ ભલાં ઓમરને ત્યાં સુખથી રહેવા લાગો. પણ અપસોસ કે તે બુઢો ઓમર આ ફાની જેહાનથી કૂચ કરી ગયો, તે સદાનો જતો રહ્યો. ગુરગીનના કમનસીબે યા ખુબ નસીબે આ દોસ્ત પેલી જેહાંનમાં બેહશતનો ખમરાત લેવા ઉપડી ગયો. આથી ગુરગીન ઘણોજ રડયો અને દીલગીર થયો. હવે આપણે કહેવાને ભૂલી ગયા કે ઓમર નો બેટો ગુરગીનને બહુ છુપી રીતે દુઃખ દેતો. તે તેની પર વેર રાખતો ને તેના બાપનો ગુરગીન વ્હાલો હતો, તેથી તે ચીરડાતો અને બળતો હતો. તે બુઢ્ઢાના મરણથી ગુરગીનને શું ખમવું પડયું તે જોઈએ.



## પ્રકરણ—૧૧ મું.

ઓમરના મરણથી તેના બેટાના હમતકમાં તેની દુકાન આવી જેથી તેને તરત ગુરગીનની ઉપર પૈસા ચોરવાનો જુઠો તોહમત મુકયો ને હરકુત કરી કાઢી મુકયો. બીચારો ગુરગીન, તે પાછો હાય અપસોસ કરતો પણ ધીરજ ધરીને આગળ ચાલ્યો. તે ચાલતો ચાલતો એક ઝુપડા આગળ આવી લાગ્યો. ત્યાં કેટલાક માસણોએ તેને ફાટેલા કપડામાં જોયો અને તેઓ એને કોઈ ચોર યા દગાખોર સમજયા ને હડધુત કરી ત્યાંથી કાઢી મૂકયો. ગુરગીન આગળ વધ્યો ત્યાં તેને રસ્તામાં એક કૂતરાએ કરડયો જેથી તે બીચારો ઘણી વેદનામા પડયો ને એવામાં એક બુઢ્ઢા ગ્રહસ્થે તેને ઉપાડી

પોતાને ત્યાં લઈગયો અને તેની સારવાર કીધી. જેમ તેમ ગરીબાઈમાં સબડતો બીચારો ગુરગીન બે ત્રણ માસે સારો થયો. ને તે મર્દનો ઉપકાર માની પોતાનું નસીબ આજમાવવા આગળ ચાલ્યો, ને રાજ્ય ધાની શહેરમાં આવ્યો ત્યાં તેને પુષ્કળ લોકોને ગભરાતમાં દીઠાં. લોકો કોઈ એમ તો કોઇ તેમ દીવાનાની મુવાફક દોડતા. તેને એક શખ્શને પુછ્યું તો જવાબ આપ્યો કે એક શહેરના રાજાના લશકરો આ શહેરમાં ચઢી આયાછ ને હમારા રાજાના લશકરો તો કોઈ તેઓ સામે લડવાને હીંમત કરતું નહીં ને તેઓ તો થોડાં વખતમાં રાજ્યધાની જીતી લે એવું છે. ગોદરેજ તરત રાજાના મહેલમાં દોડયો જ્યાં રાજા ગમગીન હાલે બેઠેલો હતો. તેને તરત આગળ જઈ કહ્યું અએ નામવર રાજા મને થોડાં લશકરો આપ ને જો .કે હું રાજ્યધાની લેતા તેઓને અટકાવુંછ કે નહીં. રાજાએ કહ્યું "જાજા બેવકુફ મારા ભલા સરદારો હાર્યા ત્યારે તું ચીથરેહાલ શું કરવાનો હતો?"

"શાહ, તું મારૂં માન અને મને તારા રાજ્યની રીત કેહ, હુ ખાત્રી આપુંછ કે હું તે પુરૂ કરશ."

અએ મર્દ તેં હીંમત કીધીછતો ભલે પણ લશકરને ઉશકેરીને તું લઈજા મારા લશકરો કોઇનું સમજતા નહીં. અગર જવા માંગતો હોય તો હું તારે વાસતે તૈયારી કરૂં. ગુરગીને હા કહ્યું ને તરત રાજાએ ખેદમતગારોને બોલાવી બખતર, શમશીર, તીર કમાન વીગેરે લડાઈને લગતી ચીજો સઘળી અપાવી. અને ત્રણ આવાજ રણશીંગડાના ફુકયાં જેથી ત્રણ હજાર લશકરો મેહેલની આસપાસ ભેગા થયા. તેઓને એક એવું તો સરસ ભાષાણ ગુરગીને આપ્યું કે દરેક લશકર માનો સીપાઈ બહાદુરીથી લડવાને તૈયાર થયો અને શુર છુટયું. આ વખતે સમી સાંજનો વખત હતો. થોડો વખત ગુરગીને તે લશકરોની કવાયદ લીધીને તે શહેરનો રાજાતો ગુરગીનની ચાલાકી જોઈ અજબ થયો અને બેહદ ખુશ થયેલો દેખાયો. રાત પડી ચુકી. ગુરગીને છુપી શોધ કીધી તો દુશમનના લશકરને નભરવસ દીઠાં અને મોજ મજાહ મારતા ખુશીમાં દીઠાં. તેઓ એમ સમજેલા કે ચાલો કાલે સહવારે તો શહેરની રાજ્યધાની જીતી લઈશું ને એ લોકોના લશકરમાં દમણી નથી. બસ ફીકર નથી.

રાત્રે ગુરગીને એકદમ લશકરો સાથે દુશમનના લશકરપર છાપો માર્યો ને ત્યાં દુશમનના પોણા ભાગને કતલ કીધા. ગુરગીનના લશકરમાં એકદમ અજવાળું પડી રહ્યું. તે એકે તેઓના કમરબંદ સાથે એક નાનું ફાનસ બાંધેલું (દરેક જણના) તે ફાનસને એક આતસની ચીંગારી લગાડી કે તરત સળગી ઉઠયું ને ઉજરડું ઉજરડુ થઈ રહ્યું: પુષ્કળ ઉજરડાથી તેઓને

માલમ પડયું કે દુશ્મનના ઘણા માણસો માર્યા ગયા હતા. ને તંબુમાના મોટા સરદારો તૈયારી કરી બહાર નીકળી ચુકા હતા.

દુશ્મનના તંબુઓમાં સઘળે આગ પંથરાઇ રહી. હવે નાસ ભાગ શરૂ થઈ. અને સહવાર પડતા તો સામે વાળાના એક પણ જીવતો માણુસ દેખાતો ન હતો. હવે ગુરગીનના લશકરમાં વધારો થયો હતો. પચાસ હજાર માણુસોની સંખ્યા થઈ'હતી. ઘણા લશકરો જે અગાઉ બીહતા'તા તેઓ ગુરગીન જેવા બહાદુરની સરદારી હેઠળ આવવા તૈયાર થયા અને ત્રણ હજારથી લશકર વધીને પચાસ હજારનું થયું હતું.

શહેરમાં પાછી સમાધાની જેવી હતી તેવી થઇ અને એક હારી જતા રાજાને ગુરગીને જીતાવી આપયો હતો. તેની બહાદુરી જોઈ રાજાએ પોતાની દરબારમાં રાખ્યો અને તેને પોતાના લશકરનો વડો કીધો. રાજાએ તેને પોતાના મેહેલની સામે એક મકાન વાપરવા આપ્યું હતું અને ઘણી મોટી બક્ષેશો આપી.

તે સરદાર થયો.

વાંચનાર, દુન્યાઈ ચક્કરનો મામલો એવો છે તે એક વખત એક કંગાળને શાહ તો શાહને કંગાળ બનાવી દીએછે. તે પડતી ચડતી કરેછે તે એકને રડાવે છે તો બીજાને હસાવેછે. તે રાયને રંક કરેછે. મોટા દોલતવાનને એક પાઈ વગરનો બનાવેછે જયારે એક મુફલીસને મોટો પૈસાદાર બનાવેછે. તેમ આપણો ગુરગીન પાછો એક વખતનો મોટો ઓહોદેદાર અને પૈસાથી પુર બન્યો છે. જયારે તે તવંગર બન્યો તેની એક દીવસ આગમજ તો તે એક પૈસા વગરનો મુફલીસ હતો અને ફકત એક, એકજ દીનમાં તે સરદાર બન્યો. પણ અગાઉના ગુરગીનમાં ને હમણાના ગુરગીનમા ઘણો ફરક. ગુરગીન હમણા પૈસાદાર થયો ત્યારે બીલકુલ મગરૂરી-વીનાનો હતો તે ગરીબો તરફ માયાળુ હતો તે રાજા તરફ વફાદાર હતો અને હરદમ પોતાના માબાપને અને ભાઈને યાદ કરતો હતો.

તેને મગરૂરીનો નતીજો બરોબર આવ્યો હતો.

---

## પ્રકરણ—૧૨ મું.

આ રાજાની તે નોકરીમાં રહેતો તો એટલુજ નહીં બલકે રાજાનો એક મદદગાર હતો. ગુરગીન કહે તે ખરૂં ગુરગીન કરે તે ખરૂં, બસ, બસ ગુરગીનજ રાજાનો માનીતો હતો.

* * * * *

એક દીવસ રાજા ગુરગીન સાથે પોતાની મહેલની બારીએ બેઠો હતો. તેટલાં એક શખ્શ મોટા દબદબાથી જતો હતો. તે શખ્શપર ઘણા ખરાં લોકોની નજર પડી ચૂકી હતી જે વખતે રાજાએ તે શખ્શને દીઠો તે વખતે તે એક પોપટ જે તેના માથાપરથી કાંઈ ચુંચી આવાજ કરી પસાર થયો તેને તે મર્દે 'શરરી' નામનો એક આવાજ કહાડી કાંઈ કહ્યું તેવોજ તે પોપટ તેના હાથપર આવી બેઠો રાજા વીશમ્ય પામ્યો. તરત તેણે એક નોકરને બોલાવ્યોને કહ્યું કે જા પેલો શખ્શ જે હાથપર પોપટ લઈ જાએછે તેને કહે કે આપણો તાજવર રાજા તમુને બોલાવે છે. તે નોકર દોડયો. ને પેલા મર્દને કહ્યું કે તે મર્દ સર નમાવીને બોલ્યો રાજાને કહે તે મર્દ તમારી ખેદમતમાં એક અરધા કલાકમાં હાજર રહેશે. નોકરે પેગામ પોહચાડયો. પેલા મર્દે કાંઇ બીજો ઓર તરેહનો આવાજ કાઢયો ને આશરે ૧૫ તુટીઓ (પોપટો) તેની આસપાસ ભેગાં થયાં તેઓને કાંઈ પેલામર્દે કહ્યું ને બધાં ફુરરરર કરી ઉડી ગયા. આ પછી તે શખ્શ રાજાની પાસે આવી સર નમાવી ઉભો. રાજાએ તેને કહ્યું:—

"અએ દાનાવ મર્દ તેં એક અજબ તરાંહની રીત વાપરી છે. તુંને હમોએ કાંઈ આવાજ કહાડતા દીઠો જેની અસરથી તે બધાં પક્ષીઓને ભેગાં કીધા. એ શું ચીજ છે તે મને ખુલાસાવાર જણાવ તું શું પક્ષીઓ સાથે વાત કરી જાણે છે ?"

અએ, નેક નામવર હું પંખીઓની બોલી બોલી શકુછું ને વળી સમજી પણ શકુંછું. રાજાએ તે મર્દને કહ્યું "અએ પીર તું મને તેમજ આજવાનને તે બોલી કેમ સમજવી ને કેમ બોલવી તે શીખવશે તો તુંને મોટા પગાર આપવામાં આવશે. ને રહેવા માટે જગ્યા પણ આપવામાં આવશે"

"નામવર રાજા હું આ વાતને માટે ઘણો દીલગીર છેઉ, હું કોઇને તે બોલી શીખવી શકતો નથી મગર કાંઈ જોખમે હું માત્ર એકજ જણને શીખવું એવું છે."

"તું કોણને શીખવશે ?"

"રાજા સાહેબ મારી મરજી તમુને શીખવવાની થતી નથી કારણ કે અગરજો તમને એ બોલી શીખવશ તો તમારું તાજ અને રાજ તારાજ થશે, પણ હું આ જવાનને શીખવી શકીશ કારણ કે તેમાં એકજ જોખમ છે ને એનું ભલું થાય એવું છે."

"ખેર ત્યારે અએ પીરમર્દ તું આ જવાનને બરોબર રીતે શીખવજે તું મારી દરબારમાં રોજ આવ્યા કરજે ને તુને સારો દરમાયો મળશે."

બીજે દીનથી ગુરગીનને પંખીઓની બોલી શીખવવાનું કામ શરૂ થયું અને ચબરાક ગુરગીન તે બોલી પાંચ મહીનામાં શીખી ગયો. તે જે દીવસે તે બોલી પક્કી શીખી રહ્યો તેજ દીવસે પેલો પીરમર્દ "હું મુઓ મારૂં મોત એમાજ હશે—એમજ હતુ"

એ શબ્દો બોલી મરણ પામ્યો. ગુરગીનને ખેદ લાગો. હવે ગુરગીન દરરોજ રાજાને ફુરસદના વખતમાં કંઈ જાત જાતના પક્ષીઓની સાથે વાતો કરી રીઝવતો તે ઘણો ચાલાક થયો હતો. રાજાએ એક દીવસે ગુરગીનને કહ્યું કે અએ જવાન હું તારૂં નામ ફેરવી નાંખવા માગુંછ તારી શું મરજી છે ? ગુરગીને કહ્યું જેમ તમારી મરજી પડે તેમ કરો.

વારૂં ચાલ આજથી હું તારૂં નામ ગોદરેજ રાખુછું ને સર્વે જણાં આજ પછી તુને ગોદરેજ નામથી ઓળખશે મને એ નામ ઘણું પસંદ પડેછ ને હું એક ઢંઢેરો ફેરવવાનો હુકમ કરૂંછ.

તે દીને રાજાએ ઢંઢેરો ફેરવાવ્યો કે આપણો રાજાનો માનીતો સરદાર જે ગુરગીન છે તેને આજ પછી ગુરગીન નહીં પણ ગોદરેજના નામથી ઓળખવો. ને રાજાએ તે દાહાડાને એક જાહેર તેહેવાર તરીકે પાળવા ફરમાવ્યું અને શહેરમાં ખુશી ખુશાલી પથરાઈ, વાંચનાર તારે જાણવું જોઇએ કે ગોદરેજ (ગુરગીન) નો ચેહેરો અસલ હતા તેવો ન હતો પણ તદન ફેરવાંઈ ગયો હતો. તેના સંકટથી અને તેના સુખથી તેનો ચેહેરો ફેરવાઈ ગયો હતો અગર કોઈ અગાઉનો આદમી તેને જોએ તો ઓળખી કાઢી શકે નહીં. તેનો સાદ પણ ફેરવાઈ જઈ જાડો બન્યો હતો ટુંકમાં બધી રીતે ઘણો ખરો ફેરવાયલો હતો. તેની ચાલવાની ઢબ જુદી તરાંહની થઈ ગઈ હતી.

---

## પ્રકરણ—૧૩ મું.

આપણે કહેતા તદનજ ભૂલી ગયા કે જ્યારે ગોદરેજને પેલા જાનવરની (પક્ષી) બોલી સમજતા તથા બોલતાં મર્દે કહ્યું કે હું તુને શીખવશ પણ તું શીખી રહેશે પછી તારો નહીં પણ તારા કોઈ અતલગના ખેસીનો ચેહેરો એકદમ ફેરવાઈ જશે એટલું તારે જાણવું જોઇએ. ગોદરેજે તે કબુલ્યું. હવે જ્યારે તે અહીંઆ બોલી શીખી રહ્યો હતો ત્યારે પેલો ગમ તેનો બીરાદર તો તે લૂટારૂના હાથમા કેદ પકડાયો હતો ને પછીથી રાજા થયો. તે જ્યારે કેદમાંથી છૂટો થયો ત્યારે પેલા લોકોના ટોળામાં ગયો જ્યાં તેનો ચેહેરો

બદલાઇ ગયો હતો તે પક્ષીની બોલી ગોદરેજે શીખવાથી તેના ભાઇનોજ ચેહેરો ફરવાગો.

પણ તે તેવિષે શું જાણે ?

અરદેસર આદેલશાહ બન્યા પછી તેને એક દીને આયનામાં પોતાનો ચેહેરો જોયો ત્યારે અજબ થયો. પણ તેણેવમાસ્યુ “હોસે, કાંઈ હોશે.” વળી બીજું એકે પેલા મર્દ ગુગ્ગીનને કહ્યું હતું કે તારી ઉપર એક ગજબ આવી પડશે ને તારો તે ગજબમાંથી છૂટકો થશે તેવોજ તારા તે ખેસીનો ચેહેરો જેવો હતો તેવો પાછો થશે. બસ, હવે કાંઈ વધારે જણાવવું નથી.

આપણી વાત ઉપર નજર દોડાવ્યે.

લગભગ બે વર્ષ થયા ગોદરેજ (ગુરગીન) રાજાની નોકરીમાં સરદારના ઓધ્ધા પર છે.

એક દીવસે આ રાજાને કાંઇ રાજ્યની ખટપટ એક શાહ સાથે થઇને ગોદરેજને એકદમ એક મોટાં લશકર સાથે તેના રાજ્ય પર ચડાઈ લઈ જવાનો હુકમ થયો: ગોદરેજે એક મોટાં લશકરને ભેગું કીધું ને તેઓને ઘણા શુરવાળા ભાષાણોથી શુરીલા બનાવ્યા. આ વખતે ગોદરેજના લશકરમાં સંપ ન હતો તેઓ માંહો માંહે અકેકની અદેખાઈ કરતા હતા તેઓને ગોદરેજે ઠંડા પાડયા. લડાઈની તૈયારી કરી, અને એકદમ તે દુશમનની રાજધાની પર હુમલો લઇ ગયો. દુશમનના લશકરનો સરદાર ‘બેહરામખાં’ હતો.

આહ, પ્રીય વાંચક તુને યાદ તો હોવુંજ જોઇએ કે ગોદરેજ કોણુની રાજ્યધાની પર ચડાઈ લઇ ગયો હતો. તેનો દુશમન તે કોઈજ નહીં પણ તેણાથી ધીક્કારાયલો, દલગીર થએલો પણ હાલ તેના પોતાના કરતાં ચરતે દરજ્જેનો શાહ થયેલો ભાઇ અરદેશર પોતેજ હતો.

ને હમણા તેના ભાઇનીજ રાજ્યધાની પર તે હુમલો લઈ ગયો હતો.

તે બીચારો શું જાણે. આહ, દુન્યા, દુનીયા તારા ચક્રરથી આ બે ભાઈઓ જે અકેકથી છૂટા પડયા હતા તે અને તેજ ચક્કરથી જોડાયા, કુદરતની ગતી ન્યારીજ છે.

પછી તો આપણે જાણીયેછ કે ગોદરેજનું શું થયું હતું. તે કેદ પકડાયો હતો, વઝીર થયો હતો ને અફસોસ હમણા તો તે પથ્થરનુ પુટલુ બની ગયો હતો.

આ બેઉ બીરાદરો એકેકને નહીં ઓળખી શકયા તેનું પહેલું કારણુ તો તેઓનાચેહેરા અને શરીરના ઘાટ બદલાયા હતા.

ને બીજું કારણ તો તેઓના નામ ફેરવાયા હતા જ્યારે અરદેશીરનું નામ આદેલશાહ થયું હતું ત્યારે ગુરગીનનું નામ ગોદરેજ થયું હતું.

અને ત્રીજું તો એ કે તેઓના માતપીતા વિષેનો ભેદ તેઓએ ખુલ્લો કીધો નહતો. આ અને આજ કારણોથી તેઓ એકેકને ઓળખી શકયા નહીં. ગોદરેજનીજ યુકતીથી આદેલ એક ખુબસુરત શાહેજાંદીને મેળવી શકયો હતો. ગોદરેજથીજ તેનો જાન બે વાર અને તેની અતી વ્હાલી રાણીનો જાન પણ બચ્યો હતો. પણ અફસોસ આખરે તે બીચારો પોતાના ભાઇનાજ મેહેલમાં, ભાઇનીજ હુજ્જતથી એક પથ્થર થઇ પડયો હતો.

આ પથ્થર થવાથી ગોદરેજને નુકશાન થશે યા ફાયદો થશે તે તો આપણે આગળ ચાલ્યા પછી જાણશું. નુકશાન થશે તો અફસોસ કારક પણ ફાયદો થશે તો તેઓની સાથે આપણે પણ ખુશી થઇશું.

---

## પ્રકરણ—૧૪ મું.

બે વર્ષ વીટી ગયા બાદ શાહબાનું 'મગરેબે' એક અતી ખુબસુરત બેટાની નવાજેશ 'આદેલશાહને' કીધી. શાહ આથી ઘણોજ ખુશી થયો ને બેટાનું નામ 'ખુશરો' રાખ્યું.

દરરોજ નીયમ પ્રમાણે શાહ વઝીરના પથ્થર આગળ જઈ અફસોસ કરતો. તેમ ખુશરોના જન્મ પછી પાંચમે મહીને તે સહવારના પહોરમાં વઝીરના પથ્થર આગળ રડતો હતો. એવામાં એક ગેબી આવાજ તે પથ્થરમાંથી નીકલ્યો કે "અએ શાહ, અગર તું વઝીરને પાછો જીવતો જોવા માંગતો હોય તો તારા ખુશરોને લાવી તારેજ હાથે કાપ અને તેનુ લોહી સંગપર નાંખ."

શાહ દીલગીરને ખુશી થયો. તે તરત ખુશરોને લાવ્યો ને કાપવાને શમશીર ખેંચી હાથ ઉંચો કીધો. પણ તે સંગમાંથી એક હાથ બહાર આયો ને શાહ હજુણ હાથ નીચે લાવી મારવા જાય તેટલાં તેને પેલાં ગેબી હાથે પકડી લીધોને આવાજ આવ્યો કે "બસ, બસ શાહ જોયું; તારૂં એકીન જોયું. શમશીર મ્યાન કર ને ખુશરોને એક જગ્યાએ છુપાવ ને શાહબાનુને જણાવ કે ખુશરોને આપણા વઝીર પર કુરબાન કીધો."

શાહે તેમ કહ્યાથી રાણી ગુસ્સે થવાને બદલે ઔર ખુશી થઈ અને શાહના ઓરડામાં દોડી, જેની સાથે શાહ પણ ગયો. અને તે શાહને કહેવા લાગી "શાહ તેં વઝીરને માટે ઘણું નેક કામ કીધું, કયાં છે તારો અતી વ્હાલો વઝીર ?"

"હ્યાં છું" પથ્થરમાંથી આવાજ સાથ ગોદરેજ વઝીર નીકળી પડી બોલ્યો.

"કોણ ? શું મારો અતી વ્હાલો બીરાદર ગુરગીન !"

"આહ, મારો પ્યારો ભાઇ અરદેશીર !"

અને બેઉ જણા એકમેકને વળગી ખુશાળીના આસું ટપકાવવા લાગ્યા. જયારે મગરેબ અજબ થઇ આ બેઉને ટીકતી ઉભી.

"એ શું ચમત્કાર ?"

આ શું તેનો પ્યારો ખાવીંદ કયાં ગયો ! તેની શીકલ કેમ બદલાઇ ગઈ ? અગાઉ હતો તેનાં કરતાં વધારે ખુબસુરત તેને તે કાંય દીસતો હતો.

"ગુરગીન, વઝીરને બદલે તું કયાંથી ?"

"બીરાદર, બીરાદર મુઆફ, કોણ ? તું મારો શાહ ? શુક્રે ખુદા, સદ હજાર શુક્ર."

"અય બીરાદરે અઝીઝે મન હવે મને યાદ આવતું જાયેછ, તારો ચેહેરોજ્ની તો ફેરવાઈ ગયોછ, તુંજ શાહ આદેલ કેની ?" તેને આગળ ચલાવ્યું.

"હા"

"ત્યારે પુછ તારી ધણીઆણીને ચેહેરાનો સવાલ."

"શું છે મારા ચ્હેરાને ?"

"તે ફેરાવાયોછ."

"હું !" તે અજબ થયો. "શું ખરેખર ?"

"હા."

"પ્યારી મગરેબ શું મારો ચેહેરો બદલાયોછ ?"

"હા પ્યારા હું તમુને કપડા અને સાદ પરથીજ ઓળખુંછ મગર ચેહેરો તો બદલાઇ ગયોછ."

"હું, હવે મને યાદ આવેછ હું જયારે રાજા થવાનો હતો તે આગમજ આયેજ સુરતનો હતો" તેને એક આયનામાં જોતાં જોતાં કહ્યું. "પણ તે પછી હું તમે જોયો તે શીકલનો થયો હતો."

"હા, બીરાદર, પેલી 'ઓલી' થી થયુંછ"

ને ત્યાર પછી ગુરગીને (હવે આપણે એઓના ખરાં નામથીજ ઓળખીશું) પોતા પર વીટેલો સઘલો અહેવાલ કહ્યો. અને અરદેશીરે પણ એમજ કર્યું. તેઓના ભેદનો પરડો ખુલ્લો થયા પછી ગુરગીને તે છુપાવેલી જગ્યાપરથી ખુશરોને ઉંચકી એક બોકીલીધી ને મગરેબના હાથમાં તેને આપ્યો. આથી શાહબાનુની ખુશાલીનો પાર રહ્યો નહીં. તે એટલી તો ખુશી થઈ ગઈ કે આ કલમ તેનું પુરેપુરૂં બ્યાન કરી શકતી નથી. તેઓની વચમાંનો ભેદનો પદડો ઉંચકાઇ ગયો છે.

"બીરાદર ગુરગીન, કાંઈ માતપીતા વીષે તું જાણેછ કે તેઓ કીયા મુલકમાં છે."

"નહીં, બીરાદર બીલકુલ નહીં."

"બસ, બસ, હવે તો કાંઇબી કરી તેઓનો પત્તો શોધવો જોઈશે."

## પ્રકરણ—૧૫ મું.

આ બેઉ બીરાદરો શાહ અને વઝીર, ખુશરો અને મગરેબ બધાં સંપમાં સુખથી રહેછે. ખુશરો અને તેના કાકા વચ્ચે બહુ પ્રીતી લાગી હોય એમ દીસેછે, કારણ કે ગુરગીન તેને વીહલો મૂકતો નથી તે જો કેઠે પણ બહાર જાયે તો ખુશરો, ખુશરોતો તેનાં હાથમાંનો હાથમાંજ.

* * * * *

ખુશરો આશરે પાંચ વર્ષની ઉમરનો થયો છે, તે અત્યારથીજ ઘણો ચાલાક નીકળશે એવી આગાહી આપેછે. તે ઘણોજ ખુબસુરત, દમામદાર દેખાવનો અને દબદબાવાલો આપણને માલમ પડેછે.

ગુરગીને પોતાની કબુલાત મુજબ પોતાના ભાઈની પાસે ઘણી વખત માફી માંગી, અને તેનાં રહેમ દીલ બીરાદરે માફ કીધું છે.

"ગુરગીન હવે બન્યું તે બન્યું, તે માટે તું માફી માંગેછ, પણ હવે મારા નશીબમાં તેથી ઘણું ઠીકજ થયું છે, ને વળી તું પણ સારો નશીબદાર બન્યો છે, હું તુને માફ કરૂં છું, અને તું હવે ગઈ ગુજરી વીસરી જા તેનો ગમ ના કરતો. હવે તો આપણને માતાપીતાની શોધ ચલાવવી જોઇએ."

એક દીવસે એક એલચી તર્કીના સુલતાન તરફથી આયો ને નમીને શાહને મોહર વાલું ખત આપ્યું. શાહે તેમાં નીચલું વાંચ્યું:—

"મેહેરબાન શાહ આદેલશાહ,

શાહ તમારા જાહોજલાલી ભરેલા માતપીતાઓ અહીંઆ મારા મુલકમાં આવી પ્હોંચ્યા છે તેઓને મારા મ્હેલમાં પુર મહેનત લઇ સારી હાલતમાં રાખ્યાછે. ખુદા તમારી જાહોજલાલી વધારે, અગર ફરમાન હશે તો મોટા દબદબા સાથે તેઓને તમારી તરફ મોકલી આપવામાં આવશે. કારણકે તેઓ ઘણા તમોને જોવાને રાજીછે. હમો જાણતા તો ન હતા કે તમો શાહ બન્યા છો, મગર હમારા જાણમાં આજ થોડાંજ મહીના થયાં આવ્યુંછ કે તમો શાહ બન્યાછો. તમારી તવારીખ મેં મારા છુપા જાસૂસોથી મેળવીછ ને તમારા માબાપ ની વાતો તમારી છુપી વાતને મળતી આવીછે માટેજ હમો વાકેફગાર થયા છઈએ ને તમારી છુપી વાત માત્ર તમો અને તે મારા છુપા જાસૂસ સીવાય કોઇને માલમ હતી નહીં, પણ હવે તો તમારા માતપીતા પણ જાણે છે. તમારી ફરમાસ હશે તો મોકલાવીશ.

જાહો જલાલી ભરેલો ટર્કીનો સુલતાન
અહમદ બીન મહમદ.

તરત શાહે પોતે ભાઇને સાથે લઈ અને મોટાં લશકર સાથે માન અકરામથી પોતાના વ્હાલા માત પીતાને લેવા ગયા. તેઓ ત્યાં પહોંચ્યા અને માત પીતાને ખુબ મળ્યા ભેટયા અને પોતાપર વીટેલી કહાનીઓ કહી. તેઓ આંખમાં ખુશાળીનું રડવું લાવી સઘલું સમજ્યા અને ખુશી થયા. તેઓ ટર્કીના સુલતાનને ત્યાં કેટલાંક દીવસો મેહેમાન રહી અને માત પીતાને મોટાં માનથી સાથે લઈ પોતાના શહેરમાં આવ્યાં.

તેઓ માતપીતા બધા હળી મળીને રહ્યા, ખુશરો પોતાના બપાવા અને બપાઈના ખોળામાં બેસી તેઓની પ્યારી ચુમીઓનો ભાર પોતાના ગાળો પર લે છે.

સૌ સુખમા છે.

તેટલાં એક દીવસે એક અજબ બનાવ બન્યો.

એક દીવસે ઈરાનના શાહ તરફથી કાગળ આવ્યું પણ તે શાહના હાથનું લખેલું ન હતું, તે તેના નવા વઝીરને હાથનું હતું તે નીચે પ્રમાણે હતું:—

નામદાર શાહ આદેલ,

આજે થોડાં દીવસો થયાં નામવર શાહની તબીયેત ઠીક ચાલતી નથી ને આજ પંદર દીવસ આગમજ તમારા શાહ થવાની ખબર નામવર શાહને થઈછ ને તેવણ ઘણાંજ ખુશી થયાંછ. માટે તમો તમારા ભાઇ અને માત પીતાને લઈ ઈરાનમાં જલદી આવો કારણ કે શાહ ઘણી ખરાબ હાલતમાં છે.”

નામવર ઈરાનના જાહોજલાલી ભરેલા શાહનો વઝીર,

સુરખાબ,

આ પત્ર વાંચ્યાથી શાહ અને માત પીતા અને વઝીર (ભાઈ) બધાં સાથે મળી ઈરાન તરફ કુચ કરી ગયાં.

ત્યાં શાહને ઘણીજ ખરાબ હાલતમાં તેઓએ દીઠાં. શાહ તેઓને જોઈ ઘણોજ ખુશી થયો. બધો હેવાલ જાણ્યો. શાહે પોતાની બેટી (અરદેસર અને ગુરગીનનાં માતા) અને જમાઇનો હાથ પકડી કહ્યુ "માફ મારાં બચ્ચાં મને માફ કરો, મારી જે કસુર થઈ તે ભૂલી જજો અને સુખી રહેજો."

ત્યાર પછી તેણે અરદેશીર અને મગ઼રેબના હાથો હાથમાં લઈ કહ્યું સુખી રહો મારાં બચ્ચાંઓ સુખી રહો. ને સુખ શાંતથી રાજ્ય કરજો. ત્યાર પછી તેને ગુરગીનને બોલાવ્યો ને તેનો હાથ હાથમાં લઈ બોલ્યો "બેટા, સબુર," પછી બુમ પાડી બોલ્યો, "સુરખાબ અહીંઆ આવ."

સુરખાબ આયો. તેણે શાહે કહ્યું "આ તારો જમાઈ."

"મેહેરબાની શાહ મેહેરબાની" એમ બોલતાં સુરખાબ નમ્યો.

"જા તારી બેટીને લાવ." સુરખાબ પોતાની સાથે એક પરીપેકર ખુબસુરત નાજનીનને લઈ આયો. આ તેની બેટી હતી.

તે છોકરી શાહ પાસે સર નમાવી ઉભી.

"જો, બેટી મનીજેહ, લાવ તારો હાથ" શાહે પોતાના હાથમાં તેઓના હાથ લઈ કહ્યું "તમે ધણી ધણીઆણી થવારાજી છો?"

"હા, શાહે મેહરબાન" બેઉ તરફથી આવાજ સંભળાયો.

"સુખી રહો મારા બચ્ચાં સુખી રહો." એમ બોલી રહ્યા પછી શાહે પોતાની કમ્મરેથી શમશીર છોડી ગુરગીનની કમ્મરે બંધાવી અને કહ્યુ "એએ સુરખાબ, મારા મરણ પછી મારૂં તાજ ગુરગીનને સર મેળજો અને મારીજ માફક તેની સાથે વરતજો. જા બેટા મારી પછી શાહ તું બનજે."

"મેહેરબાની, શાહ મેહેરબાની" બધાંઓએ કહ્યું, શાહે ચલાવ્યું "લાવો કયાં છે મારો વ્હાલો ખુશરો?"

ખુશરોને શાહને આપવામાં આવ્યો. ખુશરોને ચુમી લેતા લેતા શાહ બોલ્યો પણ તે લથડતો હતો. "અર—દેશીર મા—મારા એ વ—વ—હાલાં બચ્ચાંને સુ—સુખથી રા—રા—ખજે."

બસ તેનો દમ ઘૂંટાઈ ગયો, તે આ નાટકરૂપી ફાની જેહાંનથી કૂચ કરી ગયો. શાહ મરણ પામ્યો, અને પોતાની બેટીના છોકરા

ઓને સુખ આપી, તેને પોતાની બેટી અને જમાઇને ખુશી કીધા અને તેઓને—પોતાની મરતી વખતે—જોઈ તે સુખથી મરણ પામ્યો.

સર્વે જણા ઘણા દીલગીર થયાં ને આંસુઓ પાડવા લાગ્યા. બીજે દીને ગુરગીન ઈરાનનો શાહ થયો. અને તેના લગન સુરખાબની બેટી મનીજેહ સાથે થયાં.

એક દીને આદેલશાહનાં શહેરમાંથી એક એલચી એક કાગળ લઈ આવ્યો. તે કાગળમાં ચીનના શાહનશાહ ખોદાદાદ તરફથી આદેલશાહ અને મગરેબને તુરત બોલાવ્યા હતા જેથી અરદેસીર પોતાની બાયડી મગરેબ, બેટા ખુશરો અને માતપીતાને સાથે લઈ ભાઈને મળી ભેટી છુટો પડી ચીન તરફ ચાલ્યો.

ત્યાં તેઓની મોટી અજાયબી વચ્ચે શાહનશાહ ખોદાદને બારીક હાલતમાં દીઠો. તેઓને શાહનશાહ ખોદાદાદે જોયા તેવાજ તે બધાંને નમ્યો અને બોલ્યો "બેટી મગરેબ, માફ કરજે ને સુખી રહેજે."

પછી તેણે પોતાના સરનું તાજ ઉંચકી અરદેશીરને પહેરાવ્યું ને ખુશરોને બોકી લીધા પછી પેલી જેહાંન પોતાનો ઈનસાફ આપવા આ જેહાંનથી ઉઠાંગરી કરી ગયો.

હવે વાંચનાર તુને વધુ ખોટી કરવા મારૂં મન થતું નથી, બીજુ એટલુંજ કે આપણો ગુરગીન દુન્યાઈ પડતી ચડતી દેખી ઈરાનનો શાહ થવા પામ્યો છે.

આપણો અરદેસર શાહ હોવાં ઉપરાંત ચીનનો શાહનશાહ બન્યો છે.

આપણો ખુશરો પાંચ વર્ષનું એક બાળક છે. ગુરગીન અરદેસર પોતાના વ્હાલા માતપીતા સાથે રહી બેઉ જણા સાથે સાથે રાજ્ય ચલાવેછે અને ઘણાં સંપીલાં છે અને આપણે ઈચ્છીશું કે તેઓ એમજ વધુને વધુ જાહોજલાલી ભરેલા થાય. અગર વાંચનાર, ગુરગીન પથ્થર થયો ન હતે તો, તેઓએ પોત પોતાનો ભેદ ખુલ્લો પાડયો હતે નહીં ત્યાં સુધી તે બેઉ બીરાદરો એક મેકથી તદ્દન અંજાણા રહેતે.

એમજ થવાનું હતું.

ગુરગીન બોલી શીખ્યો પણ તેના બદનના ફેરફારથી તે ભૂલી ગયો હતો. અગર ગુરગીન તે બોલી શીખ્યો ન હતે, તો તેનો વ્હાલો ભાઈ આજે જીવતો હતે નહીં. તેતો ખોદાદાદની જાદુની અસરથી મરણ પામ્યો હતે, તેજ બોલીની બરકતથી અને પેલા મુર્ગોની મદદથી પણ સર્વેથી પહેલાં ખુદાની મદદથી તે તેનાં ભાઈનો અને વ્હાલી ભાભીનો જાન બચાવી શકયો હતો.

આ ચોપડીને મથાલે લખેલાં 'રસીલી' શબ્દને આ ચોપડી ખરી પાડે છે કે નહીં તે વાંચક તારીજ મુનસુફી પર છોડુ છું, ખુદાની મદદ હશે તો બીજી વખતે કાંઈ બીજુંજ. વાંચક વ્હાલા વાંચક! ગુરગીનના નસીબમાં પથ્થર થવાનું હશે, અને જ્યારે તે પાછો અસલી માણસાઈ શીકલમાં આવ્યો, ત્યારે તે પાક કીરતારે તેની ઉપર અને તેના ભાઈ ઉપર મેહરબાની કરી, અને ગુરગીન જેવો શીકલમાં આવ્યો તેવીજ તેની અને અરદેશીરની શકલ અગાઉ જે પ્રમાણે હતી તેવીજ થઇ ગઈ, અને તેઓ એકમેકને ઓળખી શકયા. પણ આપણે જાણવું જોઇએ કે જ્યારે ગુરગીન માણસાઇ શકલમાં આવ્યો ત્યારે તે જાનવરની 'બોલી' **તદન વીસરી ગયો હતો.**

મારા ચંચળ વાંચનારાઓએ જોયું તો હશેજ કે "દુન્યાઈ ચક્કર" નો મામલો કેવો હતો, તેને બે ભાઇઓને કેવા છુટા પાડયાં હતા, કેવી રીતે, અને તેઓને પાછા કેમ એકમેક સાથે મેળવ્યા હતાં. મારા પ્રીય વાંચક **"સલામ."**






---

જાહેર ખબર.

# રૂ. ખો. ઈરાની એન્ડ સન્સ.

અત્યાર આગમજ તમોએ બધે ઠેકાણેની ચાહ તો પીધી હશેજ પણ ફક્ત એકજવાર હમારે ત્યાનું સુંદર ચાહનું પેકેટ લઇ જશો તો પછી ભવિષ્યમાં બીજે ઠેકાણે જશોજ નહીં. તે કારણ ટેસ્ટદાર સોજજી ચાહ છે.

ચોખ્ખી હાલેનડર કૉફી જેણે મોટી નામના મેળવી છે. તે હમારે ત્યાં વેચાય છે. હમારે ત્યાં નાના બચ્ચાંને પણ ઠગાવાની ધાસ્તી નથી. નાનાં મોટાંને સરખા ગણી બરોબર સારો માલ આપવામાં આવે છે જો તમારૂં ખાણું સ્વાદીષ્ટ



કરવું હોય તો હમારે ત્યાંનો સોજજો મસાલો વાપરો; એકજવાર વાપરી ખાત્રી કરો જેથી તમારૂં ભોજન એવું તો ટેસ્ટવાળું બનશે કે હોંસે હોંસે ચાંપશો. ચાહ, કૉફી ઉપરાંત મસાલો, સરકો, તમતમતા અચારો, સીઝનને લગતા વસાણાઓ પણ મલશે. જુના જાણીતા અને માનીતા થએલા વેપારીઓ,

# રૂ. ખો. ઈરાની એન્ડ સન્સ.

ઠેકાણું—ગીરગામ, બેકરોડ, અગ્યારી મોહલ્લાને નાકે,

મુંબઇ.